પાંચમું પુષ્પ.





# પુષ્પહાર.









પ્રયોજક—ચંપકલાલ ગીરધરલાલ જરીવાળા.

આ પુષ્પદ્વાર સુરત ખપાટીઆ ચકલા પર આવેલા શ્રી સુરત જૈન એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું અને સુરત બેગમપરાના રહેનાર ચંપકલાલ ગીરધરલાલ જરીવાળાએ સુરત બેગમપરામાંથી પ્રસીદ્ધ કર્યું.

# પુષ્પહાર.

પાંચમું] એપ્રીલ—૧૯૧૭ [પુષ્પ ૫

## નિવેદન.

શ્રી ઇષ્ટકૃપાથી લાંબે સમયે સજ્જન ગ્રાહકગણના હસ્તમાં "પુષ્પહાર"નું આ પુષ્પ મૂકાય છે. "પુષ્પહાર" આ વર્ષે સખ્ત મોંઘવારી હોવા છતાં કેવાં સ્વરૂપમાં પ્રગટ થતું રહ્યું છે તે જેઓ ગયા વર્ષથીજ ગ્રાહક છે તેઓ સહજમાં સમજી શકયા હશે. અમારો મોટામાં મોટો દોષ અનિયમિતપણાનો છે જે લગભગ ગુજરાતના ઘણા ખરા માસિકોને વળગેલોજ હોય છે. એ દોષ ટાળવા અમે સખત યત્ન કરી રહ્યા છીએ અને ઇશ્વર ઇચ્છા હશે. તો થોડા સમયમાં ટાળી પણ શકીશું પણ તેના બદલામાં અમે અમા સાહિત્ય પ્રેમી રસીક વાંચકવર્ગ પાસે એક નાની માંગણી કરીએ તો તે અયોગ્ય નહિજ ગણાય. અમે દરેક ગ્રાહકને માત્ર એકકેક બબ્બે ગ્રાહકો વધારવા વિનંતિ કરી હતી અને તે તરફ ઘણાક સજ્જનોએ ધ્યાન આપ્યું છે એમ જણાવતાં આનંદ થાય છે. તોપણ ગ્રાહક સંખ્યાનો ઘણો મોટો ભાગ અમારી એ સાધારણ માગણી તરફ તદન બેદરકાર રહયો છે. અમે ફરીથી સર્વ બંધુઓને અમારી આ માગણી તરફ ધ્યાન આપવાને આગ્રહપૂર્વક

વિનંતિ કરીએ છીએ. રેશમી રૂમાલની ભેટ હજી ચાલુજ છે. અને એ રૂમાલો જ્યાંસુધી અમારી પાસે સીલકમાં રહેશે ત્યાંસુધી ચાલુજ રાખીશું. તો ફરીથી વિનંતિ કે સાહિત્ય સેવાના કાર્ય સાથે આ સુંદર ભેટનો લાભ જરૂર લેવો.

**ઈનામની હરીફાઈ નં. ૧** આ અંકથી બંધ કરવામાં આવી છે. કારણકે અમને મળતા સખ્યાબંધ જવાબોમાંથી માત્ર પચીસ જણનેજ ઇનામ મળે છે એટલે બાકીના સજ્જનોને અસંતોષ થાય. ત્રીજા-ચોથા-પુષ્પની હરીફાઇના જવાબો જેમણે મોકલ્યા છે તે સર્વને એક બુક થોડા સમય પછી અમારે ખર્ચે મોકલાવીશું.

બીજા પુષ્પની હરીફાઇમાં ઇનામ મેળવનારાઓ માટેનું પુસ્તક "શારદા અને ચંદ્રલેખા" આવતાં વિલંબ થવાથી હજી મોકલાયું નથી તો તેમણે સ્હેજ વધુ ધૈર્ય રાખવા કૃપા કરવી. થોડા સમયમાં જરૂર મોકલાશે.

ગ્રાહકો વધારવાની હરીફાઇમાં જેમણે રૂમાલનું ઇનામ મેળવ્યું હોય તેમણે અર્ધા આનાની ટીકીટ બીડી મંગાવી લેવું.

નજીવી બાબતો માટે કેટલાક ગ્રાહકો નાહક પત્રો લખેછે તેના સંબંધમાં જણાવવાનું કે દરેક જણને એવા છુટા જવાબો આપવાનું આવી મોઘવારીના સમયમાં આટલા ટુંકા લવાજમમાં પાલવે તેમ નથી માટે જેમને જવાબની ખાસ જરૂર હોય તેમણે કૃપા કરી રીપ્લાઇ કાર્ડ લખવો.

આ વર્ષમાં લેખકમંડળમાં સા. શ્રી. છગનલાલ હરીલાલ પંડ્યા એમણે કાર્યાલયને બહુજ કીમતી મદદ કરી છે તે માટે તેમનો અમે અત્યંત પ્રેમપૂર્વક આભાર માનીએ છીએ. એઓશ્રીએ અસરકારક વાર્તાઓની મદદ આપવા ઉપરાંત ઉત્તેજનાર્થે પુષ્પહારની

પાંચ નકલ ખરીદી પોતાનો અમારા તરફનો સ્નેહ વ્યક્ત કર્યો છે. સજ્જન બંધુઓ એમનું અનુકરણ કરશે ?

એ શિવાય રા. બાલકવિ, શિવદાસ દેવકૃષ્ણ પંડીત, જયંતીલાલ મંગળજી ઓઝા, રા. ધીરજ રા. નરહરી બી. શર્મા વગેરે નિઃસ્વાર્થી લેખકોના પણ અમે આભારી છીએ. આશા રાખીએ છીએ કે એ સર્વ બંધુઓ અને ગુજરાતના અન્ય વિદ્વાન લેખકો પોતાની કલમની કીમતી મદદ હવે પછી આપતાજ રહેશે.

છેવટે ફરીથી પુષ્પહાર તરફ કૃપાદ્રષ્ટી રાખનાર રસિક વાંચક વર્ગનો ઉપકાર માની નિવેદન પૂર્ણ કરીએ છીએ.

"પ્રયોજક"

---

# ઈનામની હરીફાઈ

## રોકડા રૂપિઆ પાંચ

આ હરિફાઇ ચાલુ છે. પુષ્પહારના માત્ર બે ગ્રાહકો વધારનાર દરેકને ધારા મુજબ સુંદર રેશમી રૂમાલ તો મળશેજ તે ઉપરાંત રૂપીઆ ત્રણ અને રૂપીઆ બેના બે રોકડા ઈનામો વહેંચવામાં આવશે. તુરતજ બે ગ્રાહકોના નામો મોકલી રૂમાલ મંગાવી લ્યો અને હરીફાઈમાં દાખલ થવા ગ્રાહકોના લવાજમ મળ્યા પછી ભેટનો રૂમાલ મોકલાશે. પોસ્ટેજ માટે અર્ધાઆનાની ટીકીટ બીડવી.

# પ્રણયાનુનય !

## પહાડા—ગઝલ.

પ્રણય ઘેલી ! પતિથીરે !
રસીલી ! કાં રીસાયે ?
નવેલી નાર ! ઉરે !
આમશે ઉચાટ થાયે ?—પ્રણય.
ધરી કર વેદિ મહિં,
માનથી મેં મ્હારી કીધી,
જૂદાઈનાં જરિ તોયે,
રસીલી ! કાં રીસાયે ?—પ્રણય.
પ્રતિજ્ઞાથી પ્રિયા મેં,
પતિવ્રત્ત પાળ્યું સદા,
છતાં શંકા શીલા શાણી !
રસીલી ! કાં રીસાયે ?—પ્રણય.
હૃદય તારૂં દુભાતાં,
દર્દથી હું ગર્દ થતો,
સખા સાચો તથાપિ તું,
રસીલી ! કાં રીસાયે ?—પ્રણય.
ગણી દેવી દયાની,
દીન બની પૂજું પછી,
મદીલી મોહિની મૂર્તિ,
રસીલી ! કાં રીસાયે !—

(નરહરી બી શર્મા.)

# કૉન્ગ્રેસ દેવીનું જયગીત.

જય! જય! પ્રિય પરિષદ દેવી!
જય! પ્રિય! આમ્ર અમર-વેલી!
વીર-હાર્દથી ઝરત, અમીશા
સ્નેહ-રસે સિંચેલી!
કલ્પ-લતા ઉછરેલી! જય!
શાખ શાખ, ગુંજ કોકિલ ટહુકે,
મધુર ગીતે શી હિલેલી!
આનંદથી ઉભરેલી! જય!
મ્હોરે ખરે; ખીલતાં પરિમલતાં,
રમ્યફૂલે લચકેલી!
પ્રાણોમાં અલબેલી! જય!
રસ કુંજન, નંદન, મજુલતા,
રગરગમાં પ્રસરેલી!'
હિન્દી જન-કુલદેવી!
પ્રણમું ઉરરેલી!
જય! જય! પ્રિય પરિષદ દેવી!
જય! પ્રિય આમ્ર અમરવેલી! જય!

યાત્રાળુ.

# બૌદ્ધ મઠની-સેવિકા.

( Jayantilal mangalji Oza, B. A. )

"મૈત્રી ! મૈત્રી ! આ શું કરે છે ?"

"શું અયોગ્ય કરૂં છું, શાન્તિ ?"

"ભિક્ષુક થઇને આ પ્રમાણે ફૂલની માળા પ્હેરે એ શું યોગ્ય કહેવાય ?"

"હજી સુધી તો હું ભિક્ષુક થઇ નથી."

"પણ થોડા વખતમાં થશે. ભિક્ષુક થવાને માટે તો આ મઠમાં આવી છે, અને ભિક્ષુક ધર્મનો અભ્યાસ કરે છે. ભિક્ષુકને પુષ્પમાળા શોભે ?"

"માળા પ્હેરવામાં શો દોષ છે ?"

શાન્તિએ કહ્યુંઃ—"જ્યાં સુધી વાસના દમન કરીને માણસ કર્મ બંધનથી મુક્ત થતો નથી ત્યાં સુધી તેને નિર્વાણની પ્રાપ્તિ થતી નથી. અને તેથીજ બુદ્ધ ભગવાને વાસનાની વૃદ્ધિ કરનારા પદાર્થોનો ત્યાગ કરવાનું કહ્યું છે."

"નિર્વાણ ! નિર્વાણ પ્રાપ્તિ ! શા માટે હું તમારા નિર્વાણની ઇચ્છા કરૂં ? નિર્વાણમાં શું સુખ છે ?"

"મૈત્રી ! ભિક્ષુક થવાને માટે તો તું ભિક્ષુક ધર્મનો અભ્યાસ કરે છે, તો પછી આજે આ પ્રશ્ન કેમ પૂછે છે ?"

"આ પ્રશ્ન મ્હારા મનમાં તો હમ્મેશાં ઉઠે છે, પણ ઉત્તર મળતો નથી. શીલધર્મની કથા સાંભળું છું, અને તેનો અભ્યાસ પણ કરૂં છું. આટલું તો હું સમજું છું કે નિર્વાણ મેળવવા માટે શીલધર્મ પાળવો જોઇએ. પરંતુ નિર્વાણની ઇચ્છા શા માટે હોવી જોઇએ તે હજી હું સમજી શકતી નથી."

"તો પછી આ મઠમાં આવી છે શું કામ મૈત્રી ?"

મૈત્રીએ કહ્યું:—"મ્હારી પોતાની ઇચ્છાથી હું અહીં આવી નથી. મ્હારા પિતાએ મને મોકલી છે. મ્હારા પિતાએ પ્રતિજ્ઞા કરી કરી હતી કે મને તે ભગવાન તથાગત ( બુદ્ધદેવ ) ની સેવામાં અર્પણ કરશે. તેથી જ્યારે હું મ્હોટી થઇ ત્યારે તેમણે મને આ મઠમાં મોકલી આપી."

"ત્હારૂં અહીં આવવાનું કારણ ગમ્મે તે હો, પરંતુ જ્યારે તું અહીં આવી છે તો પછી ત્હારે શીલધર્મ પાળવોજ જોઇએ."

"શીલધર્મ પાળીશ તો ખરી, પણ નિર્વાણ માટે ? જે નિર્વાણની મને ઇચ્છા નથી તે નિર્વાણ માટે ? નિર્વાણમાં શું સુખ છે?"

શાન્તિએ સહાસ્ય કહ્યું:–નિર્વાણમાં સુખ નથી."

"જો નિર્વાણમાં સુખ નથી તો પછી નિર્વાણથી શો ફાયદો ?"

"જેમાં સુખ તેમાં દુઃખ. નિર્વાણમાં સુખ કે દુઃખ કંઇ જ નથી."

"તો પછી નિર્વાણમાં શું રહ્યું ? આપણાં સુખદુઃખને લીધેજ આપણી સ્થિતિ છે. જો સુખ દુઃખ કંઇ ન રહે તો પછી આપણું અસ્તિત્વ કેમ સંભવે ?"

"નિર્વાણમાં કંઇ પણ શેષ રહેતું નથી. જો કંઇ બાકી રહે તો પછી એ નિર્વાણ કહેવાયજ કેમ ? કર્મને લીધે જીવન છે,

કર્મને લીધેજ સુખદુઃખ છે, અને કર્મનું મૂળ વાસના છે. સુખ-દુઃખ, કર્મ અને વાસનાને છોડીને જીવન હોઇ શકે નહીં જો વાસના નાશ પામે તો કર્મ પણ નાશ પામે અને જીવન એવી વસ્તુ પણ રહે નહીં. આનું નામજ નિર્વાણ."

"બધું નષ્ટ પામે, બધું શૂન્ય થઇ જાય, આપણામાં આપણાપણુંજ રહે નહીં! વાહ! આવી સ્થિતિ! હું તે 'હું' જ છું અને 'હું' જ રહીશ. શા માટે મ્હારે શૂન્ય થવાની ઇચ્છા કરવી જોઇએ?"

"આપણું જીવન વ્યાધિ, જરા અને મૃત્યુ એ ત્રણ તાપને અધીન છે. પૃથ્વી એ ત્રણ તાપથી ભરેલી છે. આ જીવન જો શૂન્ય થઇ જાય, પૃથ્વી સાથેનો આપણો સંબંધ છુટી જાય તો શું એ આનન્દની વાત નથી?"

"જીંદગીમાં વ્યાધિ, જરા અને મૃત્યુ છે–પરંતુ શું સુખ પણ નથી? પૃથ્વી કેવળ દુઃખમયજ છે? જ્યારે હું ઘેર હતી ત્યારે માઃ કેવો પ્યાર કરતી? પિતા કેટલો સ્નેહ રાખતા! ભાઇબ્હેન સાથે હું કેવા આનન્દમાં રમતી! સાહેલી સાથે કેવો વિનોદ કરતી! ઘેર અતિથિ આવતા તો હું તેની સેવા કરતી, દુઃખી પર દયા કરતી, તેમને અન્ન વસ્ત્ર આપતી; આહા! મને કેવું સુખ હતું! અહીં પણ ત્હારી સાથે કેવા આનન્દમાં જીવન ગાળું છું? કદાચ શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થશે, પાછલી જીંદગીમાં ઘડપણ આવશે, મરણ પણ આવશે પણ આજના સુખની સાથે સરખાવતાં તે દુઃખ શું હિસાબમાં? શાન્તિ! આવનાર દુઃખના ભયથી, જીવન અને જીવનની સાથે જોડાયેલાં બધાં સુખ છોડી દેવાની શું હું ઇચ્છા

કરીશ ? કદિ પણ નહીં. જો બધાનો અંત 'શૂન્ય'જ હોય, જો આ (શૂન્યમાં મળી જવું)જ પૃથ્વી પરના-માનવ જીવનનું ઉંચામાં ઉંચું લક્ષ્ય બિન્દુ હોય-તો પછી સંસારમાં જીવન ઉત્પન્ન કરવાનું પ્રયોજન શું ? આ પૃથ્વી ઉત્પન્ન કરવાનો અર્થ શો ? જો શૂન્યજ બધાનું પરિણામ હોય, તો આ બધાં ઉત્પન્ન ક્યાંથી થયાં ? અને જો તેમની ઉત્પત્તિ થઇ છે તો પછી બધાંનું પરિણામ શૂન્ય શા માટે હોવું જોઇએ ? બધાં શૂન્ય કેવી રીતે થઇ શકે ? જેને લીધે આ સંસાર ચાલે છે તે બધાં ક્યાં જશે ?"

શાન્તિએ ઉત્તર આપ્યો:—" બ્હેન ! વાદવિવાદની જેને લીધે નથી. જે પ્રમાણે મને શીખવવામાં આવ્યું છે તેજ પ્રમાણે હું તો ચાલવાની. જે વ્રત મ્હેં ગ્રહણ કર્યું છે તેજ પાળવાની. બધું શૂન્ય થઈ જાય તો એમાં હાનિ શું છે ?"

' લાભ પણ શું ? હું જીવનમાં સુખ દેખું છું, સંસાર મને પ્રિય લાગે છે, તેથી જન્મોજન્મ પૃથ્વીપર હું મનુષ્ય રૂપમાં અવતરૂં અને કર્મ બંધનથી મુક્ત ન થાઉં એવી પ્રાર્થના કરૂં છું. દુઃખની દરકાર કર્યા વિના જીંદગીમાં મળતાં સુખોથી હું સંતોષ માનીશ. વળી મને નિર્વાણ મળવાથી આખા જગતને નિર્વાણ મળશે ? જો બીજાં બધાં રહે તો પછી મ્હારે શૂન્ય શા માટે થવું જોઇએ ? સુખદુઃખમાં હું તો બધાંની સાથેજ રહીશ જ્યારે બધાં શૂન્ય થઇ જશે ત્યારેજ હું પણ બધાંની સાથે શૂન્ય થવાની ઇચ્છા કરીશ બધાંની પ્હેલાં શૂન્ય થવાથી શું ?"

મૈત્રી બોલી:—" તું તો કેવળ સ્વાર્થીજ દેખાય છે. બુદ્ધદેવે શું એમ કહ્યું છે કે બધાંએ પોતપોતાનીજ દુઃખની વૃત્તિ તરફ નજર રાખવી, બીજાં તરફ જોવું પણ નહીં ? તેમણે પોતે શું

કર્યું હતું ? તેમણે જો કેવળ પોતાનાજ દુઃખનિવૃત્તિનો વિચાર કર્યો હોત તો આજ લાખો માણસો તેમની પૂજા કરતા હોત નહીં–તેમના બતાવેલા ધર્માનુસાર ચાલતા હોત નહીં."

"તેમણે બતાવેલો ધર્મ તો આ છે:—વાસનાનું દમન કરી કર્મથી મુક્ત થાઓ અને નિર્વાણ મેળવો એટલે દુઃખ દૂર થશે."

મૈત્રીએ જવાબ આપ્યો:—"શાન્તિ ! બુદ્ધ ભગવાને શું કહ્યું છે તે હું જાણતી નથી. પણ તેમના બધા સેવકો ભિક્ષુક નથી, ગૃહસ્થાશ્રમી પણ ઘણા છે. વાસનાને લીધે તો આ સંસાર છે."

"ગૃહ ધર્મ—સંસાર ધર્મ-એ તો હીન ધર્મ છે. ભિક્ષુકનો ધર્મ એજ ઉન્નત ધર્મ છે–સૌથી શ્રેષ્ટ ધર્મ છે."

"ગૃહ ધર્મ છે તોજ આ જગત્ છે, સંસાર છે, પૃથ્વી છે, અને મનુષ્ય પણ છે. જો બધું શૂન્ય થઇ જાય તો પછી ભગવાન્ બુદ્ધનું નામ અને ધર્મ કયાં જશે ?"

"ત્યારે ધર્મનું પ્રયોજન પણ રહેશે નહીં. સંસાર કે માનવ જીવનનું કંઇ પ્રયોજન બાકી રહે નહીં તો પછી દુઃખ પણ નાશ પામે અને ધર્મનું પ્રયોજન પણ રહે નહીં."

મૈત્રીએ કહ્યું–" દુઃખ–દુઃખ–દુઃખ ! કેવળ દુઃખ ! દુઃખ છે કયાં ? આહા ! કેટલું સુખ છે! બધી વસ્તુ કેવી સુંદર છે! પ્રાણ વિનાનો માણસજ સંસારમાં બધે દુઃખ દેખે છે, પ્રાણ વિનાનો માણસજ ઇચ્છે છે કે બધું શૂન્ય થઇ જાય તો સારૂં. શાન્તિ ! એક વાર ઉંચે નજર કર. આ સુંદર આકાશ –આકાશને ભરી દેતી આ સુંદર જયોત્સ્ના ! જ્યોત્સ્નામાં સ્નાન કરતું આખું જગત કેવા આનન્દથી હસે છે ! ઉજ્જવળ હાસ્યથી ભરેલી આ નદી હસતી

હસતી દોડી રહી છે. વૃક્ષ ઉપર, લતા ઉપર કેટલાં ફૂલ ખીલી રહ્યાં છે! તેમનું મધુર હાસ્ય જ્યોત્સ્નાના મધુર હાસ્યમાં ભળી જાય છે. જ્યોત્સ્નામાં નાચતો મધુર પવન ચારે દિશામાં ફરે છે! નાચતાં ફૂલો પણ પવનને પોતાની સુગન્ધ અર્પણ કરે છે આ આનન્દથી ઉન્મત્ત મલય પર્વત પણ નાચી રહ્યો છે. શાન્તિ, દુઃખ ક્યાં છે? વ્યાધિ ભલે આવે, જરા ભલે આવે, મરણ પણ ભલે આવે! આવનાર દુઃખમાંથી છૂટવા માટે હું નિર્વાણની ઇચ્છા કરીશ નહીં. આજનો આનન્દ ગુમાવીશ નહીં! શાન્તિ, નિર્વાણની મને ઇચ્છાજ નથી. હું ભિક્ષુક થઇશ, પણ સુખપૂર્ણ આ જગત્ તેનું આ મધુર હાસ્ય—તેની સાથે હું જરૂર હસીશ. તેના હાસ્યની સાથે હું મારા પ્રાણ જોડી દઇશ. આહા! આજ જો હું ફૂલની સાથે એક વાર મળી જાઉં,—ફૂલના પ્રાણની સાથે પ્રાણ, શરીર સાથે શરીર એક વખત જો જોડી દઇ શકું તો કેવું સારૂં! શાન્તિ! સુંદરને સ્પર્શે સુંદર થઇ જવાય, મધુરને સ્પર્શે મધુર થવાય, સુખમાં તેમની સાથે મળી જવાય જો આનું નામ નિર્વાણ હોય તો જ મને નિર્વાણની ઇચ્છા છે."

શાન્તિએ કહ્યુ:—"તું તો ગાંડી થઇ ગઇ છે; મને પણ ગાંડી બનાવતી નહીં? રાત્રિ થઇ ગઇ છે માટે ચલ હવે અહીંથી જઇએ. જો ભગવતી જાણશે તો ક્રોધે ભરાશે અને શિક્ષા કરશે. તપાસ કરવાને માટે તેમણે કદાચ માણસ પણ મોકલ્યા હશે."

"તું જ જા, હું તો અહીંથી ઉઠવાની નથી. આવી રાત્રિ! આવો આનન્દ! ભગવતી ગુસ્સે ભરાશે કે શિક્ષા કરશે એ ભયથી હું આ આનન્દ છોડી શકીશ નહીં. ક્રોધ કે શિક્ષાથી કેટલું દુઃખ થશે! જરા અને મરણના ભયથી શું યૌવનનાં સઘળાં સુખ છોડી

દેવાં ? તું જરા અને મરણના ભયને લઇને નિર્વાણ ચાહે છે, માટે તું જ જા."

"ભગવતી જો ત્હારે વિષે પૂછે તો ?"

"કહેજે કે હું અહીં છું."

શાન્તિ ચાલી ગઇ. પ્રકૃતિ દેવીના સુધાપાનથી મત્ત બનેલી મૈત્રી ત્યાંજ બેસી રહી.

૨

થોડે દુરથી મધુર વાંસળીનો સ્વર આવ્યો. ઉછાળા મારતી નદી ઉપરથી આવતી સમીર લહરીની સાથે નાચતો, પુષ્પિત તરૂ લતાને ભરી દેતો, ચંદ્રપ્રકાશને લઇને ધવલ આકાશ સુધી પ્હોંચતો એ સૂર મૈત્રીને કાને પડયો. સૌંદર્યમય પ્રકૃતિનું હૃદય માધુર્ય એ સૂરમાં વ્યક્ત થયું. હશે ! મૈત્રીનું મુગ્ધ ચિત્ત આ સૂરલહરીથી નાચવા લાગ્યું ! આહ ! ક્યાંથી આ વાંસળીનો અવાજ આવે છે ? વાંસળી કોણ વગાડે છે ? મૈત્રી ઉઠી. યમૂના તીરે મધુર ચાંદનીમાં વાંસળીનો સૂર સાંભળીને ગોપવધુ જેવી રીતે મુગ્ધ થઇ જતી, દેહભાન ભૂલી જતી, તેવીજ રીતે મૈત્રી જે દિશામાંથી આ સૂર આવતો હતો તે દિશા તરફ ચાલી.

આશ્રમની બ્હાર થોડે દૂર નદીના તીર પર વૃક્ષ નીચેની શિલાપર બેઠેલો એક યુવાન વાંસળી વગાડતો હતો. તેનું દૃઢ શરીર, વીરશ્રીથી સુશોભિત સૌમ્ય વદન, અને વિશાલ વક્ષઃસ્થલ પર લટકતી પુષ્પમાળા જોઇને એમજ લાગતું કે કોઇ દેવપુરૂષ આકાશમાંથી ઉતરી આવ્યો હતો.

ભાન ભૂલેલી મૈત્રી ધીરે ધીરે યુવકથી નજીક આવી પ્હોંચી. આહા ! આ દેવોપમ પુરૂષ કોણ હશે ? દિવ્ય માધુર્યથી ભરેલો

વાંસળીનો સ્વર! મુગ્ધ નયને યુવક તરફ જોતી મૈત્રી સ્થિર ઉભી રહી!

સંગીત અટક્યું–યુવક વાંસળી નીચે મૂકી ઉભો થયો. આમતેમ જોતાં તેની દૃષ્ટિ મૈત્રી પર પડી! આહ! આ કોણ? વિખરાયલા કેશવાળી, પુષ્પોનાં આભરણોવાળી આ કોણ? વાંસળીથી જે રાગિણીની સાધના કરી હતી તે રાગિણીદેવી તો નહીં હોય? યુવક ચમક્યો, પછી સ્થિર દૃષ્ટિએ મૈત્રી તરફ જોઇ રહ્યો.

યુવકની દ્રષ્ટિ મૈત્રી પર પડતાંજ તે ચમકી. સૌંદર્ય અને વાંસળીના સૂરથી ઉપજેલો નીશો છુટી ગયો. મૈત્રીને લાગ્યું કે રાત્રીએ આશ્રમ છોડી આમ બ્હાર નીકળવામાં તેણે ભૂલ કરી હતી. ચકિત મૃગલીની પેઠે યુવક તરફ એક દૃષ્ટિ ફેંકી તે આશ્રમ તરફ દોડી.

યુવક પણ ઉતાવળે પગે દોડતો આતુર સ્વરે બોલ્યોઃ–"તમે કોણ છો? ઉભાં રહો, ઉભાં રહો! મ્હારે તમને એક વાત કહેવી છે, બ્હીશો નહીં!" મૈત્રી ઉભી રહી. થોડો વખત તેના મુખ સૌંદર્યનું પાન કર્યા પછી યુવકે પૂછ્યું:–"તમે કોણ છો?"

મૈત્રીએ કહ્યું:—"આ પાસેના બૌદ્ધ મઠમાં રહેતી એક ભિખારણ છું."

"ભિખારણ?"

"હજી સુધી મ્હેં દીક્ષા લીધી નથી, પણ થોડા વખતમાંજ ભિક્ષુકની દીક્ષા લઇશ."

"તમે ભિક્ષુક થશો! આવું સૌંદર્ય ભિક્ષુકનો કઠોર ધર્મ પાળવાને લાયક છે? સંસારરૂપી ઉદ્યાનનું પારિજાતક ફૂલ ભિક્ષુક ધર્મરૂપી કઠોર પવનના ઝપાટાથી કુમળાઇ નહીં જાય?"

"મૈત્રી?" પાછળથી અતિ કઠોર સ્વર આવ્યો. "મૈત્રી?"

મૈત્રી કંપી ઉઠી, પાછું ફરીને તેણે જોયું તો મઠાધિકારિણી

ભગવતી બુદ્ધદત્તા તેના તરફ આવતી હતી. મૈત્રીનાં ચરણ ભયથી ધ્રૂજવા લાગ્યાં. પાછે પગલે ખસી તે પાસેના વૃક્ષની એક બાજુએ ઉભી રહી યુવક પણ શરમાઇ ગયો.

બુદ્ધદત્તા બોલી :— "મૈત્રી ! આ આશ્રમની શિષ્યા થઇને ત્હેં આજ આવું દુષ્ટ કામ કર્યું ? પુષ્પનાં આભૂષણો પ્હેરી રાત્રિએ આ દુષ્ટની સાથે પ્રેમ સંભાષણો કરવા આવી છે? ધિકકાર છે તને !"

ભય અને લજ્જાથી વ્યાકુળ મૈત્રી નિ:સ્વર નીચે મુખે ઉભી રહી—કંઇપણ ઉત્તર આપી શકી નહીં. નિર્દોષ બાલિકા ઉપર આવો ગંભીર દોષારોપ જોઇને યુવકની મુખમુદ્રા મ્લાન થઇ આગળ આવીને તેણે કહ્યું :— "ભગવતી ! હું પ્રણામ કરૂં છું. કૃપા કરીને મ્હારી વાત સાંભળો."

બુદ્ધદત્તા કઠોર સ્વરે બોલી :—દુષ્ટ યુવક ! ત્હેં ઘોર અપરાધ કર્યો છે, માટે આ પ્રણામના ઉતર તરીકે કોઇ આશીર્વાદ મ્હારા મુખ ઉપર આવતો નથી પરંતુ ભગવાન બુદ્ધદેવે પાપીને અને દુષ્ટને ક્ષમા કરવાનો આદેશ કર્યો છે. હું તેની દાસી હોવાથી મ્હારે તેમની આજ્ઞાનું પાલન કરવું જોઇએ તેથી કહું છું કે ત્હારી બુદ્ધિ સુધારો. અત્યારેજ અહીંથી ચાલ્યો જા."

યુવકે જવાબ આપ્યો :— "ભગવતીના આશીર્વાદથી હું કૃતાર્થ થયો. પરંતુ મ્હારે કંઇ કહેવાનું છે. આ બાલિકા નિર્દોષ છે. આપે જે આશંકા કરી છે તે તદ્દન નિર્મૂળ છે. આજેજ માત્ર મ્હેં તેને જોઇ છે. પ્હેલાં કોઇ વાર તે મ્હારી દ્રષ્ટિએ પડી નથી. તેણે પણ મને પ્હેલાં કોઇવાર જોયેલ નથી ?"

"તેની સાથે તું શી વાતચિત કરતો હતો?"

"પ્હેલો પરિચય થતાં જેવી વાતચિત થાય તેવીજ વાતચિત મ્હેં કરી છે."

"તું કોણ છે? ક્યાંથી આવે છે? અહીં બેસી વાંસળી કેમ વગાડતો હતો?"

"હું એક રાજપુરૂષ છું. કંઇ કામને માટે દૂર પ્રદેશમાં ગયો હતો, તે હમણાં કાન્યકુબ્જમાં પાછો આવ્યો છું મ્હારો તંબુ પાસેજ છે. રાત્રી રમણીય હોવાથી ચિત્ત વિનોદ માટે અહીં બેસી વાંસળી વગાડતો હતો."

"બહુ સારૂં. તો હવે ત્હારે તંબુએ ચાલ્યો જા. ચિત્તને આનન્દ પમાડવાના બહુ રસ્તા છે મઠમાં રહેતા ભિક્ષુકની શાન્તિનો ભંગ કરતો નહીં. મૈત્રી, ચાલ!" એમ બોલી બુદ્ધદત્તાએ જોરથી મૈત્રીનો હાથ પકડયો અને તેને પોતા તરફ ખેંચી. યુવકના હૃદયમાં તીવ્ર વેદના થવા લાગી તેણે કહ્યું:-"ભગવતી દયા કરીને એક પ્રશ્નનો ઉત્તર આપો. આ બાલિકા નિર્દોષ છે એવી આપની ખાત્રી થઇ છે ને?"

"ત્હારી સાથેનું તેનું વર્તન નિર્દોષ હોય તોપણ મઠવાસી શિષ્યાના ધર્મનું તેણે ઉલ્લંઘન કર્યું છે, પુષ્પમાળા ધારણ કરી છે, અને સંગીતથી ખેંચાઇને આમ રાત્રે એકલી આશ્રમ છોડીને આવી છે."

"આ અપરાધને માટે શું આ બાલિકાને શિક્ષા ભોગવવી પડશે?"

"આ પ્રશ્નનો ઉત્તર આપવાની કંઇ જરૂર હું જોતી નથી. ચાલ, મૈત્રી!" વધારે જોરથી મૈત્રીનો હાથ દાબીને બુદ્ધદત્તા બોલી.

યુવકના મ્હો પર ઉદ્વેગ છવાયો. દૃઢ સ્વરે તે બોલ્યો " મ્હારા પ્રશ્નનો ઉત્તર દેવાને આપ બંધાયાં નથી પણ આ બાલિકાનો હાથ તો આપને છોડવોજ પડશે. "

" શું આટલો ત્હારો અહંકાર છે? દુષ્ટ યુવક ! તું કોણ છે ? "

"હું ગમ્મે તે છું, પણ આ સુકુમાર નિર્દોષ બાલિકાને તમારી સાથે જવા દઇશ નહીં. મ્હારા હૃદયમાં તેને માટે સ્નેહની લાગણી ઉત્પન્ન થઇ છે, આવી કોમળ બાલિકાને તમારા કઠોર હાથનો સ્પર્શ યોગ્ય કહેવાય ? "

" તું તેને મ્હારી સાથે નહી આવવા દે, એમ કે? ત્હારી શી સત્તા છે ? "

" દુઃખીની રક્ષા કરવી એ વીર પુરૂષનો ધર્મ છે. એ ધર્મને બળે તેને આપની સાથે જવા દઇશ નહીં. જો એમજ તેનો હાથ છોડશો નહીં તો પછી બળ અજમાવવું પડશે. "

" ઉદ્ધત યુવક ! રાજ્યમદથી તું ભાન ભૂલી ગયો છે, તેથીજ આમ બોલે છે. આ બાલિકાને તેનો પિતા મ્હારા હાથમાં સોંપી ગયો છે, તેથી તે મ્હારી સત્તા નીચે છે. શા માટે તું તેને બળપૂર્વક લઇ જવા ઇચ્છે છે ? તું રાજપુરૂષ છે,—સાથે અનુચર પણ છે—અને હું સ્ત્રી છું, બળપૂર્વક તું આ બાલિકાને લઇ જઇશ ખરો પરંતુ યાદ રાખજે કે પરમ ધર્મિષ્ટ શ્રીમાન હર્ષદેવ અને ભગવતી રાજશ્રીના રાજ્યમાં ધર્મ વિરૂદ્ધ આચરણને માટે સજા ભોગવવી પડે છે. "

" એ વિચાર તો ધર્મિષ્ઠ શ્રી હર્ષદેવ અને ભગવતી રાજશ્રીને કરવાનો છે, આપને નહીં. જો ગુનેહગાર સાબીત થઇશ તો શિક્ષા ભોગવીશ, પરંતુ શિક્ષાના ભયથી જેને હું મ્હારૂં કર્ત્તવ્ય સમજુ

છું તે છોડી શકીશ નહીં.—મૈત્રી' મ્હારી સાથે ચાલો કંઇ બીક રાખશો નહીં—હું વીર છું, સ્ત્રીઓની મર્યાદા સાચવતાં શીખ્યો છું થોડા વખતમાંજ તમને કોઇ દયાવતી બુદ્ધિસેવિકાના હાથમાં સોંપીશ."

"મૈત્રી! ચાલ" ઘણા ગુસ્સાથી આ શબ્દો કહી બુદ્ધદત્તાએ એટલા જોરથી મૈત્રીનો હાથ ખેંચ્યો કે યુવકને તો એમજ લાગ્યું કે મૈત્રીનો હાથ શરીરથી જૂદો પડી ગયો. મૈત્રીના મ્હોંમાંથી પણ વેદના સૂચક અવાજ નીકળી ગયો,

"ભગવતી ! મૈત્રીનો હાથ છોડો નહીં તો પછી બળાપૂર્વક તમારા હાથમાંથી તેનો હાથ છોડાવવો પડશે." આમ કહીને યુવક બુદ્ધદત્તાની નજીક આવ્યો. મૈત્રી તરતજ બુદ્ધદત્તાની પાસે ગઇ અને ભયભીત બાળકની પેઠે તેને વળગી પડી"

શોક સહિત યુવક પાછળ હટયો પછી મૈત્રી તરફ જોઇને બોલ્યો—" મૈત્રી ! ત્યારે મ્હારી સાથે નહીં આવો ?"

કમ્પિત મૃદુકંઠે મૈત્રીએ કહ્યું:—" ક્ષમા કરો. આપની દયાનો પાર નથી, પરંતુ હું તમારી સાથે આવી શકીશ નહીં."

"આવી શકશો નહીં !"

"ના, ભગવતી બુદ્ધદત્તા મ્હારાં રક્ષક છે. મ્હારા પિતાની આજ્ઞાથી હું તેમની પાસે આવી છું. ક્ષમા કરો, હું તમારી સાથે આવી શકીશ નહીં." અતિ દુઃખિત સ્વરે યુવકે કહ્યું:—" ત્યારે મ્હારી સાથે નહીં ચાલો ? અહીં તમારે બહુ સખ્ત શિક્ષા ભોગવવી પડશે."

"ભલે હું શું કરૂં ? મ્હારાથી ભગવતીને છોડી શકાય નહીં. મારા પિતાની ઇચ્છા એવી છે કે મ્હારે આ સ્થળે રહેવું."

યુવકે દીર્ઘ નિશ્વાસ સાથે કહ્યું:—" બહુ સારૂં, જેવી તમારી ઇચ્છા. બીજું હું શું કરી શકું ?"

બુદ્ધદત્તાએ કહ્યું:—" યુવક ! ત્હારી ઓળખાણ આપીશ કે?"

" શા માટે ઓળખાણ જોઇએ, ભગવતી !"

" ત્હેં આજ ધર્મનું—અમારા મઠનું જે અપમાન કર્યું છે, અત્યાચાર કરવાનો ત્હેં પ્રયત્ન કર્યો છે- તેને માટે ત્હારી વિરૂદ્ધ ફરીયાદ કરવા વાસ્તે."

" ક્યાં ફરીયાદ કરશો ?"

" કાન્યકુબ્જમાં ભગવતી રાજશ્રી પાસે."

" વારૂ, કાન્યકુબ્જમાં ભગવતી રાજશ્રી પાસેજ આપ મને જોશો.-અત્યારે હું મ્હારી ઓળખાણ આપી શકીશ નહીં."

" શું તું એમ ધારે છે કે આવી રીતે છેતરીને તું શિક્ષામાંથી બચી શકીશ ? ત્હારે ઓળખાણ આપવીજ પડશે."

" હું વિશેષ કહેવા માંગતો નથી. મ્હારી વાત પર આપને વિશ્વાસ નથી તેથીજ આવી રીતે આપ મ્હારૂં અપમાન કરો છો પરંતુ અત્યારે આપનામાં એટલી શક્તિ નથી કે મ્હારી મરજી વિરૂદ્ધ આપ મ્હારી ઓળખાણ લઇ શકો."

ભગવતી બુદ્ધદત્તા થોડો વખત શાંત રહી બોલી:—", ત્યારે ન્યાયાધીશની સ્હામે તો હાજર થઇશ ને ?"

" હા, ભગવતી ! પ્રણામ, હવે હું જાઉં છું."

આમ કહી યુવક ત્યાંથી ચાલ્યો ગયો.

૩

" મૈત્રાંને કઠોરમાં કઠોર શિક્ષા કરી બુદ્ધદત્તા થોડો વખત પછી કાન્યુકુબ્જ ગઇ. ત્યાં ગયા પછી તેને માલુમ પડયું કે ઉદ્ધત

યુવક બીજો કોઇ નહીં પણ રાજશ્રીના ભાઇ શ્રીમાન્ શ્રીહર્ષદેવનો પુત્ર કુમાર પ્રિયવર્ધન છે.

બુદ્ધદત્તાએ એક દિવસ ભગવતી રાજશ્રીને કહ્યું:-"ભગવતી મ્હેં આપને ફરિયાદનું કારણ જણાવ્યું છે. કુમાર પ્રિયવર્ધન રાજપુત્ર છે, પરંતુ રાજપુત્ર પણ રાજાની પ્રજા છે. જો તે ધર્મલંઘન કરે તો તેને પણ અન્ય પ્રજાની માફક શિક્ષા કરવી જોઇએ."

રાજશ્રીએ જવાબ આપ્યો:-"એ તો ખરૂં! રાજપુત્ર પણ જો અપરાધ કરે તો તેણે પણ અપરાધને યોગ્ય શિક્ષા ભોગવવી જોઇએ. પરંતુ ભગવતી બુદ્ધદત્તા! મ્હારે આપને એક વાત કહેવાની છે આપને ગુસ્સે થવાનું યોગ્ય કારણ છે, પણ આપે ભૂલી જવું જોઇએ નહીં કે મૈત્રી પ્રત્યેની કરૂણાને લીધે રાજકુમારે આવો અપરાધ કર્યો છે, રાજ્યમદને લીધે નહીં."

બુદ્ધદત્તાએ કહ્યું;— "એ વાત તો ખરી, પરંતુ ધર્મનું લંઘન થયું છે માટે—"

"રાજકુમારને થોડી ઘણી શિક્ષા અવશ્ય થવી જોઇએ આપ પણ કબુલ કરશો કે આ શિક્ષા કઠોર હોવાની જરૂર નથી."

"તે...... ...તો.........ખરૂં"

"પ્રતિહારી! કુમાર પ્રિયવર્ધનને અહીં બોલાવી લાવ."

પ્રતિહારી કુમાર પ્રિયવર્ધનને લઇને હાજર થયો. રાજશ્રીએ કહ્યું— "કુમાર પ્રિયવર્ધન તું બુદ્ધિશાળી છે. તને સમજાયું તો હશે કે ભગવતી તરફનું ત્હારૂં આચરણ ગુન્હારૂપ છે."

"હા દેવી—હું અપરાધી છું. પણ—"

"હું બધું જાણું છું તે બાલિકા પ્રતિ ત્હારી દયાજ આ અપરાધનું—કારણ છે, તેમ છતાં અપરાધની શિક્ષા તો થવીજ

જોઇએ, વળી તું રાજકુમાર છે,—સાધારણ પ્રજાના કરતાં રાજાની આજ્ઞા ત્હારે વિશેષ સાવધાનીથી પાળવી જોઇએ."

"જેવી દેવીની આજ્ઞા. જે શિક્ષા ફરમાવશો તે મૂંગે મોઢે સ્વીકારીશ."

રાજશ્રીએ કહ્યું—"ભિખારીનો વેશ ધારણ કરી ભગવતી બુદ્ધદત્તાના મઠમાં ત્હારે એક માસ ભિક્ષુકવ્રત પાળવું પડશે. હું આજેજ ભગવતી સાથે ત્યાં જાઉં છું, તું પણ મ્હારી સાથે આવવાને તૈયાર થઇ રહેજે."

"જેવી દેવીની આજ્ઞા."

"ભગવતી બુદ્ધદત્તા! આપને સંતોષ થયો ને?"

"હા, ભગવતી! કુમારને યોગ્ય શિક્ષા મળી છે."

૪

તેજ ઉદ્યાન-તેજ વૃક્ષ-આ જગ્યાએજ મૈત્રીએ પ્રથમ વાંસળીનો સ્વર સાંભળ્યો હતો. વખત મળતાં અહીં તે એકલી આવતી બેઠી બેઠી વિચાર કરતી અને રડતી. શાન્તિ પણ વખતે વખતે તેને ધીરજ દેવાનો પ્રયત્ન કરતી. આજ પણ મૈત્રી આવી રડે છે-અને શાન્તિ તેની પાસે બેઠી છે.

શાન્તિએ કહ્યુઃ-"મૈત્રી! તે દિવસે તું પૃથ્વી અને જીવન સાથે જોડાયેલાં કેટલાં સુખોની વાત કરતી હતી? પરંતુ આજ તને જીંદગીમાં દુઃખ સિવાય બીજું કંઇ દેખાય છે? આજ ત્હારા મનમાં નથી થતું કે બધું શૂન્ય થઇ જાય તો સારૂં-નિર્વાણમાં ત્હારો અને ત્હારાં બધાં દુઃખોનો નાશ થઇ જાય તો સારૂં?"

"ના, શાન્તિ, મને આજ પણ એવી ઇચ્છા થતી નથી. આજ હું

દુઃખી છું, એ તો ખરૂં, પરંતુ તે દુઃખનું કારણ કેવું સુખમય છે? આના કરતાં હજાર ઘણાં વધારે દુઃખોમાં પણ હું ત્યાગ કરી શકીશ નહીં, કે ત્યાગ કરવાની ઇચ્છા પણ કરીશ નહીં. જન્મોજન્મ હજારો જીંદગીમાં આ દુઃખો સહીશ, પરંતુ હૃદયેશ્વરને મ્હારા હૃદય સાથે જડી રાખીશ! શાન્તિ! આ દુઃખેજ મ્હારા જીવનમાં માધુર્ય રેડ્યું છે, મારા જીવનને કીમતી બનાવ્યું છે. નિર્વાણ! ખરૂ! નિર્વાણ એટલે દુઃખનો અભાવ! અરે, જો નિર્વાણ પછી મળતું સુખ પણ આજ મ્હારી પાસે કોઇ મૂકે તોપણ હું આ દુઃખનો ત્યાગ કરીશ નહીં!"

"હું ત્હારી વાત સમજી શકતી નથી. દુઃખ એ તો દુઃખ; તેને માટે આવી રીતે પ્રાર્થના શા સારૂ કરવી જોઇએ, એ હું સમજી શકતી નથી."

મૈત્રીના અશ્રુસક્ત મ્હોંપર એક મધુર હાસ્ય ફુટ્યું. અશ્રુથી ભીંજાયેલી દ્રષ્ટિએ શાન્તિ તરફ જોઇ તેણે કહ્યું:-જો તું સમજી શકે તો તું પણ નિર્વાણની ઇચ્છા છોડી દે, આ સુખરૂપ દુઃખને માટે તું પણ માનવ જીવનની ઇચ્છા કર."

"પિતાની પ્રતિજ્ઞા પાળવા માટે ત્હારે ભિક્ષુક થવું પડશે. આવી ઇચ્છાઓને જો ચિત્તમાં સ્થાન આપીશ તો ભિક્ષુકવ્રત વ્યર્થ જશે."

"આ જીંદગીમાં જે પિતાને ઘેર જન્મી છું તે પિતાની પ્રતિજ્ઞા મ્હારે અવશ્ય પાળવી જોઇએ. પિતાની પ્રતિજ્ઞા માટે ભિખારણ થઇશ, પણ નિર્વાણ મેળવવાની ઇચ્છાથી નહિ. ભિખારણ થઇશ [illegible] શીલ પાળીશ, જીવ સેવા કરીશ, કારણકે આમ કરવાથીજ

મ્હારા પિતાજીની પ્રતિજ્ઞાનું પાલન થશે. નિર્વાણની મને ઇચ્છા નથી, આ દુઃખજ મને ગમેછે, આવી ઇચ્છાઓથી જો મ્હારૂં વ્રત અપૂર્ણ થાય તો મને કંઇ નુકસાન થવાનું નથી, ઉલટું તેથીજ મ્હારી આશા પૂર્ણ થશે",,

"ત્હારા પિતાએ શી પ્રતિજ્ઞા કરીછે, મૈત્રી?"

આ પ્રશ્ન કોણે કર્યો? બન્નેએ ચારે બાજુએ જોયું—સ્હામેજ ભગવતી રાજશ્રી હતી? શાન્તિને બહુ બીક લાગી. મૈત્રી પણ શરમાઇ ગઇ, બ્હીતાં બ્હીતાં બન્નેએ રાજશ્રીને પ્રણામ કર્યાં. મૈત્રીનો હાથ પકડી છાતી સરસી દાબી, સહાસ્ય રાજશ્રીએ કહ્યું:—"બ્હીશ નહીં, મૈત્રી? મને ત્હારૂં ભલું ઇચ્છનારજ ગણજે, બ્હીક વિના જે પ્રશ્ન પૂછું તેનો ઉત્તર આપજે, હો? કહે, ત્હારા પિતાએ શી પ્રતિજ્ઞા કરીછે?"

મૈત્રીએ મૃદુ સ્વરે જવાબ આપ્યો :—"લાંબા વખત સુધી મ્હારા પિતા નિઃસંતાન હતા તેથી તેણે પ્રતિજ્ઞા કરી કે જો સંતાન થશે તો પ્હેલુ સંતાન હું બુદ્ધદેવની સેવામાં અપર્ણ કરીશ. હું તેનું પ્હેલું સંતાન છું."

રાજશ્રીએ કહ્યું:—"સંતાન પણ મનુષ્યજછેને? સંસ્કાર પ્રમાણે મન અને ઇચ્છા સાથે લઇનેજ તે જન્મેછે; પૂર્વજન્મની ઇચ્છાઓજ તેની આ જીંદગીની ગતિ નિર્દિષ્ટ કરેછે, માતા પિતાની ઇચ્છાઓ નહીં, આ વાત માતા પિતાઓ ઘણી વાર ભુલી જાયછે, સંતાનની ઇચ્છા વિરૂદ્ધ સંતાન પાસે પ્રતિજ્ઞા પાલન કરાવવાનો અધિકાર મા બાપને નથી.",

"એ વાત ગમે તેમ હો, પણ સંતાને તો માતા પિતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે સંપૂર્ણ પ્રયત્ન કરવો જોઇએ.

"મ્હારા પ્હેલા સંતાનને હું બુદ્ધદેવની સેવામાં અર્પણ કરીશ—એવી પ્રતિજ્ઞા ત્હારા પિતાએ કરીછેને?"

"હા, ભગવતી? અને તેથીજ મ્હેં ભિક્ષુકધર્મ ગ્રહણ કર્યોછે."

"ત્હારા પિતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા ત્હારે ભિક્ષુકજ થવું જોઇએ. એમ કોણે કહ્યું? બુદ્ધદેવની સેવા એટલે પ્રેમપૂર્વક જીવ સેવા. શુદ્ધ ચિતે પવિત્ર જીવન ગાળવા પ્રયત્ન કરવો એજ ખરી બુદ્ધદેવની સેવા છે. ભિક્ષુક અને સંસારી બન્ને ભગવાન બુદ્ધની સેવા કરી શકેછે. ભગવાન બુદ્ધદેવે કદિ પણ કહ્યું નથી કે બધાએ ભિક્ષુક થઇ જવું. જે ભિક્ષુક વૃતની દીક્ષા લે તેણે તે દીક્ષા પોતાની ઇચ્છાથીજ લેવી જોઇએ પ્રતિ જન્મ તપશ્ચર્યાના પ્રભાવથી જયારે સંસારની સ્પૃહા દૂર થાય ત્યારેજ ભિક્ષુક ધર્મથી શાંતિ મળેછે, નિર્વાણને માટે ત્યારેજ ઇચ્છા ઉત્પન્ન થાય છે અને ત્યારેજ મનુષ્ય પોતાની ઇચ્છાથી ભિક્ષુક વૃતનો અંગીકાર કરે છે. પોતાની ઇચ્છા વિના ભિક્ષુક ધર્મનો સ્વીકાર કરવો એતો તદ્દન નકામુ છે. આ સ્થિતિએ પ્હોંચ્યા પ્હેલાં તો સંસારમાં રહીનેજ ભગવાનની સેવા કરવી જોઇએ. જે બુદ્ધદેવના બતાવેલા ધર્મ પ્રમાણે ચાલે—સર્વ જીવ તરફ દયા બતાવે, તેનું જીવન બુદ્ધદેવનેજ અર્પિતછે, પછી તે સંસારી હોય કે ભિક્ષુક."

મૈત્રીએ પોતાનું અશ્રુપૂર્ણ મ્હો ભગવતી રાજશ્રીની છાતીમાં છુપાવ્યું. રાજશ્રી તેના આંસુ લ્હોતી લ્હોતી બોલીઃ—"મૈત્રી ! રડ નહિં: શાંત ચિતે સાંભળ, ત્હારે માટે હું એક ખુશ ખબર લાવીછું. ભગવતીને પૂછીને મ્હેં ત્હારી બધી હકીકત જાણી લીધી હતી. ત્હારા પિતાને મળવાની ઇચ્છાથી તેને પણ મ્હેં અહીં બોલાવ્યા હતા, તે થોડા વખત પ્હેલાંજ અહીં આવી પ્હોંચ્યા છે."

"પિતાજી અહીં આવ્યા છે ?"

"હા, તેની સાથે મ્હેં વાતચિત કરી છે. હું તેને સમજાવી શકો છું કે ભિક્ષુક થયાં વિના સંસારમાં રહી તું ત્હારૂ જીવન ભગવાન્ બુદ્ધદેવને અર્પણ કરી શકીશ. સંતાન માત્રનો ધર્મ છે કે પિતાની પ્રતિજ્ઞા માટે તેમણે આત્મદાન આપવું. પરંતુ હવે ત્હારા પિતાનો અભિપ્રાય એવો નથી કે તેની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે ત્હારે ભિક્ષુક થવુંજ જોઇએ."

"ત્યારે શું થવું જોઇએ ?"

રાજશ્રીએ સહાસ્ય કહ્યું:-"ત્હારી ઇચ્છા પ્રમાણે ચાલવાને તું સમર્થ છે. જો ત્હારી ઇચ્છા ભિક્ષુકવ્રતનો અંગીકાર કરવાની હોય તો તે પણ તું કરી શકે એમ છે; સંસારી થવાની ઇચ્છા હોય તો તે દ્વાર પણ ખુલ્લું છે। તે દ્વારમાં ત્હારો પ્રેમાસ્પદ ત્હારી રાહ જોતો ઉભો છે. શી ઇચ્છા છે ? તે પણ ત્હારી માફક પોતાની જીંદગી બુદ્ધદેવને સમર્પણ કરવાને તૈયાર છે. તેની સંગિની થઇ સંસારમાં રહીનેજ ભગવાનની સેવા કરવાની ઇચ્છા છે ?"

સજળ નેત્રે મૈત્રી ભગવતી રાજશ્રીને પગે પડી. રાજશ્રીએ પણ તેને સસ્નેહ ઉભી કરી એક ચુંબન લીધું.

શાન્તિએ હર્ષ સહિત કહ્યું-"બ્હેન! આ પ્રસંગે હું પણ તને આશીર્વાદ આપું છું કે તને દુઃખમાંથી નિર્વાણ મળો-જીવન-માંથી નિર્વાણ નહીં."

---

— 'માલંચ' નામના બંગાળી માસિકમાં પ્રસિદ્ધ થયેલી એક વાર્તા ઉપરથી.





# ભૂત રે ભૂત.

(લેખક—ચંપકલાલ ગીરધરલાલ જરીવાલા-સુરત.)

"બહુ સારૂ થયુ ભાઇ ગામ જવાના કંટાળામાંથી બચ્યા" સુધાકરની ઓરડીમાં દાખલ થતાજ ચંદ્રશેખરના મૂખમાંથી ઉપરનો ઉદ્દગાર નીકળ્યો.

"કેમ એમ ?" સુધાકરે પોતાના પ્રિય મિત્રનું સ્વાગત કરતા પૂછ્યું.

"બા અને પિતાજી બન્ને આજે અહીં આવ્યા છે."

"એ પણ ઠીક. તમારા પ્રવાસનું નકકી થયું ?"

"હવે શું નક્કી થવાનું છે ? કાલેજ મેલમાં અહીંથી રવાને થઇશું."

"વારૂ પણ ચંદ્રશેખર તું ઘરના માણસોને મળવા ગામ જવાનો હતો તેને બદલે તેઓ અહીં આવ્યા તેનું શું કારણ ?"

"એક બહુજ વિલક્ષણ કારણથી આ પ્રકાર બન્યો છે. અમારા ગામના પેલા રાયજી સાહેબ પાસે અમારા લેણા બદલ તેમનું જુનુ ઘર અમે કબજામાં લીધુ હતું તે તને યાદ હશે."

"હા. હા. એ ઘર તમારા કબજામાં આવ્યાને આશરે દશ વર્ષ થયા નહિ ?"

"હા. બરાબર છે."

"તારા પિતાજીએ કોર્ટ મારફત લીલામ કરાવીને લીલામમાં પોતેજ લીધું હતું કેમ?

"એ પણ ખરૂં."

"રાયજી સાહેબ બિચારા સારા ખાનદાન કુટુંબના હોવાથી વડીલોપાર્જીત મીલકતની અને આબરૂની વાખાવીખી થવાથી થોડાજ સમયમાંજ ત્યું પામ્યા અને તેમની સ્ત્રી પણ થોડાજ સમયમાં મૃત્યુ પામી એમ તું તે વખતે કહેતો હતો ખરૂં?

"હા. પણ એ જુની વાત શા માટે તું યાદ કરે છે. બીજુ કે પિતાજીનો આવો ધંધો મને બીલકુલ પસંદ નથી."

"તે તો મને પણ ખબર છે પણ એ વાત જવા દે. તું શું વિલક્ષણ કારણ કહેતો હતો."

"અમારૂ ઘર જેમાં અમે રહીયે છીએ તે દુરસ્ત કરાવવાને માટે ખાલી કરી આ રાયજી સાહેબના ઘરમાં રહેવાનું નક્કી કર્યું હતું અને તે મુજબ તે ઘરમાં રહેવા ગયા પણ આશ્ચર્યની વાત એ થઇ કે બીજેજ દિવસે એ ઘર તેમને ખાલી કરવું પડયું."

"એટલે?"

"બા અને પિતાજી તે દિવસે રાત્રે મરતા મરતા બચ્યા."

"શું કહે છે? ભૂત બૂત હતા કે શું?"

"તને મશ્કરી સુજે છે પણ ત્યાં ખરેખર ભૂત હતું."

"તારા જેવા સુશિક્ષીત પણ એ વાત માને છે?"

"મોઢાની વાત ન માનીએ પણ આતો અનુભવની વાત છે."

"મને એ વાતની ખાત્રી નથી. ભૂત ડાકણ સર્વ જુઠુ છે એમ મને ખાત્રી છે."

"પણ ત્યારે બા અને પિતાજી ખોટું કહે છે ? તેમણે પોતાની નજરે જોયું."

"હું તેઓ અસત્ય કહે છે એમ કહેતો નથી. મને લાગે કે એ કલ્પના ભ્રમ હોવો જોઇએ."

"પિતાજી કહે છે તે કદાચ ભ્રમ હશે પણ બધા ભાડુતોને પણ ભ્રમ થયો હશે ? પહેલા પિતાજી જાતેજ એ વાત માનતા નહોતા પણ હવે તો તેમની પણ ખાત્રી થઇ."

"શું ભાડુતોને પણ એ વાતનો અનુભવ થયો છે ?"

"હા. આજ સુધીમાં કોઇ ભાડુત ટકીને રહ્યો નથી. ગામમાં પણ બધા જાણે છે અને તેનું પરીણામ એ થયું કે આજ દસ વર્ષમાં અમને એ ઘરમાંથી એક પૈસાની પણ પ્રાપ્તિ થઇ નથી."

"તું ગમે તેમ કહે ચંદ્રશેખર પણ જગત્માં ભૂતોનું અસ્તીત્વ છે એ વાત મને ખરી લાગતી નથી."

"અરે હાથ કંકણને આરશીની શું જરૂર ? આ વાત ખરી છે કે ખોટી તેનો અનુભવ લેવાની તારી મરજી છે ?"

"હું એકકે પગે તૈયાર છું" સુધાકર આવેશથી બોલ્યો "થોડા સમય માટે તારા પિતાજી એ ઘર મારા તાબામાં આપશે ?"

"તે મારે માથે. કોઈ સારો ભુવો એ ભુતનો નીકાલ લાવે તે શોધવા તો તેઓ અહીં આવ્યા છે. તારે માત્ર તારો પોતાનો વિચાર કરવાનો છે."

"તેની ફીકર કરીશ નહિ. મારા મનમાં એવું થઇ રહ્યું છે કે ક્યારે એ ભૂતને જાતે જોઉં. ભૂત એટલે શું ? એ અજબ ચીજ જોવાની મને ઘણા વખતથી ઇચ્છા છે તો આવો લાગ શા માટે ચુકવો ?"

ચંદ્રશેખર કંઇ બોલ્યો નહિ પણ કબુલ કર્યા પ્રમાણે તે દિવસે સાંજે એ ભુતવાળા ઘરની ચાવી સુધાકરને લાવી આપી. સુધાકર બીજે દિવસે સવારની ટ્રેનમાં નીકળી બપોરના ત્રણ વાગે ચંદ્રપુર સ્ટેશને ઉતર્યો. ભુતવાળુ ઘર આજ ગામમાં હતુ. સ્ટેશનથી ગામ બહુ દુર નહોતુ. ટાંગામાં બેસી પંદર વીસ મીનીટમાં ગામમાં દાખલ થઇ ધારેલે સ્થળે આવી પહોંચ્યો. ટાંગામાંથી સામન ઉતારી સુધાકર તે ઘરનું તાળુ ઉઘાડવા લાગ્યો એટલે આજુબાજુના ઘરોમાં રહેનાર માણસો ત્યાં એકઠા થઇ ગયા. લોકોએ એ ઘર વિષે વિલક્ષણ વાતો સાંભળી હતી એટલે સુધાકરને આ ઘરમાં રહેવા આવેલો જોઇ તેમને બહુજ આશ્ચર્ય થયું. આ સ્થળે રહેતા આવનાર માણસ ગાંડો અથવા તદ્દન મૂર્ખ હોવો જોઇએ એવી તેમની ખાત્રી હતી. એક વૃદ્ધ પડોશણથી બોલ્યા શિવાય રહેવાયુ નહિ. તેણે કહ્યુ "ભાઇ આ ઘરમાં કાગળ આપવા આવતા ટપાલી સુદ્ધા બીએ છે અને તું અહીં રહેવા આવ્યો છે? નહિ, નહિ. એવું અવિચારી કામ કરીશ નહિ. આજ સુધીમાં કેટલાએ જણાની આ ઘરમાં દુર્દશા થઇ છે. કોઇપણ ભાડુત એક દિવસથી વધારે અહીં ટકતો નથી. ત્રણ ચાર દિવસ ઉપર ખુદ આ ઘરના માલીક અને તેમની સ્ત્રી મરતા મરતા બચ્યા છે."

પણ સુધાકર એક નિશ્ચયી હતો. આવી વાતો સાંભળી પોતાના નિશ્ચયથી ડગનાર માણસ તે નહોતો. તે અંદર દાખલ થાય તે પહેલા ટાંગાવાળો પસાર થઇ ગયો હતો. આ ઘરની તેને પણ સારી માહીતી હતી તેથી સામાન ઓટલા ઉપર મૂકી તે તરતજ ચાલતો થઇ ગયો. આથી સામન ઘરમાં મૂકવામાં ટાંગાવાળો મદદ કરશે એવી સુધાકરની આશા નિષ્ફળ ગઇ. આજુબાજુના લોક તેની સાથે

વાતચીત કરતા હતા પણ દૂરથીજ! ઘરની પાસે ઉભા રહી અંદર ડોકીયું કરવાની કોઇની હીમ્મત ચાલતી નહોતી. આમ હોવાથી સામાન ઘરમાં લઇ જવાને આજુબાજુનું કોઇ મદદ કરશે નહિં એમ સુધાકરને ખાત્રી થઇ એટલે ધીમે ધીમે પોતાને હાથેજ બધો સામાન ઘરમા લઇ જઇને મૂકયો. આ સર્વથી પરવારીને પોતાની સાથે લાવેલા ખાવાનામાંથી થોડો નાસ્તો કરી લીધો. આ સર્વ કરતાં સાંજ પડી ગઈ.

ભુતના સર્વ ચાળા દિવાનખાનામાં દેખાય છે એમ ચંદ્રશેખરના પિતા કહેતા હતા તેથી તે દિવાનખાનામાંજ સુવાનું તેણે નક્કી કર્યું. દિવાનખાનામાં ખુરસીઓ, ટેબલો, કોચ આરસા વગેરે સુંદર ફરનીચર હતું. સુવાને માટે એક સુંદર પલંગ પણ હતો. પાસેના એક ટેબલ ઉપર બત્તી મૂકી સુધાકર પલંગ ઉપર થાકેલો હોવાથી પડયો.

ચંદ્રપુર એ સામાન્ય ગામ હોવાથી. સુર્ય આથમ્યા પછી એક બે કલાકમાં સર્વત્ર શાંત થઇ જતું અને તેમાંએ આ ઘર પાસે તો કોઇ પણ ફરકતું નહિ. આ ઘરની પાસેના ઘરોમાં રહેનારા માણસો સંધ્યાકાળ થતાંજ પોતાના ઘરના બારણા બંધ કરી દેતા તે છેક બીજે દિવસે સુર્યોદય પછીજ ખોલતા.

આ સર્વ જોઇ સુધાકરનું એક નિશ્ચયી હૃદય પણ વિચલીત થઇ ડગમગવા લાગ્યું. તેણે બારીમાંથી એક વાર ચારે બાજુ નજર ફેંકી તો સર્વત્ર ભયંકર શાંતી ફેલાયલી જણાઇ. વધારેમાં ઘોર અંધકાર! "આપણે આ ભાંજગડ પડયા ન હોત તો ઠીક થતે" એવો વિચાર એક ક્ષણ તેને થયો અને તેથી તે કીંચીત કંપ્યો. પણ પોતાની મિત્રે કરેલી વાતચીતથી અને પોતાના સાહસીક અં-

તઃકરણને ન શોભનારી એ વૃત્તિ તેણે દૂર કરી. શાંતપણે જે થાય તે જોવાનો તેણે નિશ્ચય કર્યો.

"ભૂત ! તે પોતાના મન સાથે બબડવા લાગ્યો" અંહ એ શું ચીજ છે? માત્ર છોકરાઓને બ્હીવડાવવા અને બીકણુ લોકોની કલ્પનાને પુષ્ટી આપવા ઉપજાવી કરેલો શબ્દ અને ખેલ છે. મારા સ્વભાવમાં પણ કેવું બીકણુપણું આવી ગયું છે. બિચારો ચંદ્રશેખરનો બાપ ભોળો અને જુના પુરાણા મતને વળગી રહેવાવાળો છે તે આ વાત માને અને ન રહે એ સ્વભાવિક છે પણ મારા જેવા સુશીક્ષિત મનુષ્યને એ બીક કેવી ? કંઇ નહિ. તે ભૂતનું ભૂતપણું અને ચાળા આજે હું જોઇશજ. તે ગમે તેવા ભયંકર સ્વરૂપમાં મારી સામે આવે પણ તેનું રહસ્ય જાણ્યા શિવાય હું છોડનાર નથી. કલ્પના પ્રમાણે જો તેના પગની પાની ઉંધી હશે તો આજે જરૂર તે ચત્તી કરી નાખીશ અથવા તે કાપી નાખીશ ચાલો ભૂતો ! ડાકણો ! ખવિસો તમારો આ સેવક તમારા દર્શન કરવા આતુર થઇ રહ્યા છે માટે તરત દર્શન આપો."

સુધાકર આ પ્રમાણે ભૂતનું આવાહન કરી રહ્યા છે એટલામાં તેની મરજી મુજબ તેને દર્શન આપવા ભૂતો પ્રગટ થતા હોય તે મુજબ ગડબડાટનો અવાજ તેના કાનમાં પડયો. તે ચમકીને આજુબાજુ જોવા લાગ્યો પણ કંઇ જણાયું નહિ. "સમજ્યો ભૂત કોણ છે તે ? એક સારો જાડો ડંડુકો લાવવાનું ભૂલી ગયો નહિ તો જો તે કે આવતી કાલે આમાના કેટલા ગડબડાટ કરવા જીવતા રહે છે આજુબાજુ રહેનારા બધા બીકણુ બલાડીઓ! અને તેમાંએ આંઓને માટે તો પૂછવુંજ શું ? આ પંચમહાભૂતાત્મક સૃષ્ટીમાં તેમને જ્યાં

ત્યાં ભૂતોજ દેખાય છે! પણ ચંદ્રશેખરનો બાપ કેવો ડાહ્યો! તેણે પણ આ બાબતનો વિચાર કર્યો નહિ? આ ગભરાઇ એટલે પોતે પણ બ્હીને ભાગ્યા! એટલો પણ વિચાર કર્યો નહિ કે આ ઘર અવાવરૂ છે એટલે ઉંદર વગેરેનો વાસ હોવોજ જોઇએ. અલબત્ત રોજ રાત્રે આ પ્રમાણે ઉંદરનો ખખડાટ થતો હશે અને પછી સ્ત્રીઓ અને બીકણ પુરૂષોની નજરે કલ્પનામય ભૂતોના ટોળેટોળા દેખાતા હશે. ઠીક છે ઉંદરમામા! આજનો દિવસ થાય તેટલો ગડબડાટ કરી લ્યો! કાલે તમારા નાશને માટે મહાત્યાગી સ્વરૂપ વાઘની માશી લાવીને છોડી મૂકુ છું. પછી ક્યાં જશો? લુચ્ચા નાનકડા પ્રાણીઓ! તમે કેટલો અનર્થ કર્યો છે. આજ સુધીમાં અનેક જણને ગભરાવીને નસાડયા પણ તે વખત હવે ગયો! હવે તમારા ભાગ્ય સૂર્યનો અસ્ત થયોજ સમજજો. તમે ગમે તેવા ભયં-કર ભૂતો છો પણ કાલે સવારે સૂર્યોદય થતાજ તમારા દરો ખોદી નાખીશ. માટે વેળાસર ચેતી ચાલતા થઇ જજો. આજ સુધીમાં તમને સામાન્ય માણસો સાથે કામ પડયુ હતુ પણ બંદા તો તમારા મુળીઆજ ખોદી નાખવાના! જુઓ જેના દર્શન થતાજ તમે દરમાં પેસવા માંડશો તે આ દીવાસળી!"

એમ બોલી સુધાકર પાસેની ઓરડીમાં ઉંદરો ખખડાટ કરે છે તેમની ખબર લેવા હાથમાં દીવાસળીનું બાકસ લઇ તેમની ખબર લેવા ઉઠયો એટલામાં બારણામાંજ એક વિક્રાળ મૂર્તિ ઉભેલી તેણે જોઇ. આ દેખાવ જોતાજ સુધાકરનું હૃદય ધડકવા લાગ્યુ અને આંખે તમ્મર આવવા લાગ્યા. ફરીથી પોતાનું માનસિક બળ એકઠું કરીને પલંગની પાસે ઉભો રહ્યો. પોતાને કંઇ ભ્રમ થયો છે અથવા પોતાની આંખોમાં વિચારોનું પરીવર્તન થઇ આ ભયંકર વિલક્ષણ

દ્રશ્ય દેખાય છે એમ તેને લાગ્યું. પણ તેની એ સમજ રહેજવારમાં દૂર થઇ. તેણે પોતાની આંખોને એ કલ્પના પ્રદેશમાંથી દુર કરવા ખુબ ચોળી. પણ વ્યર્થ ! બારણા સામે ફરી જોતા તે દેખાવ જેવોને તેવોજ કાયમ ! હવે સુધાકરનું ધૈર્ય ઓછું થયું. તેના શરીરમાંથી પ્રસ્વેદના બીંદુ ફુટવા લાગ્યા અને જીભ વાંકી વળી ગઇ. તેણે ઓરડામાંથી બહાર જવા નો પ્રયત્ન કરવા માટે ઉઠવા માંડયું પણ ઉઠાયું નહિ. ચીસ પાડવાનો યત્ન કર્યો તે પણ નિષ્ફળ ગયો. સ્થીરદ્રષ્ટીએ ભયંકર દેખાવ તરફ જોઇ રહયો. પણ આશ્ચર્ય ! તે ભયંકર ભૂતની પાસે તેના જેવીજ એક બીજી ભયંકર મૂર્તિ ઉભી હતી. તે બીજી મૂર્તિ એકાદ સ્રીની હોય એમ લાગ્યું. સુધાકરે ધીરજ રાખવાનો બહુ યત્ન કર્યો પણ સર્વ નિષ્ફળ ગયું.

તે ભુત ડાકણની લીલા જોતાજ તેનુ નાસ્તીકપણું જતું રહે એમાં શું આશ્ચર્ય !

સુધાકરે ફરી આંખો ચોળી પણ તે દેખાવ જેવોને તેવો કાયમ ! હવે તે ભૂતની જોડી ધીમે ધીમે તેના પલંગ તરફ આવતી હતી. સુધાકરને હવે ઉભા રહેવાની શક્તિ રહી નહિ. તોપણ બહુજ ધૈર્ય રાખી તેણે તે પિશાચ મૂર્તિઓ તરફ ફરીથી દ્રષ્ટી નાખી તોતડાતી જીભે પૂછ્યું "કોણ છે ?" પણ તેના મોમાંથી આ શબ્દો બહાર પડે એટલામાં તેના માથાપર એક થંડો બરફ જેવો હાથ પડયો અને પોતાને ઉંચકીને કોઇ આકાશમાં લઇ જાય છે એમ તેને લાગ્યું. આ વખતે તેનું ધૈર્ય અને શુદ્ધી બન્ને જતા રહ્યા. એક કારમી ચીસ નાખી તે બેભાન થઇ ગયો.

બીજે દિવસે સૂર્ય ઉગ્યા પછી સુધાકર શુદ્ધીમાં આવ્યો. પણ તેના આશ્ચર્ય વચ્ચે દેખાયું કે પોતે સુતો હતો તે દિવાનખાનામાંથી ઉંચકીને નીચેની એક ઓરડીમાં કોઇએ તેને નાખ્યો હતો. આમ કેમ બન્યુ હશે? પોતે દિવાનખાનામાં સુતો હતો અને અહીંઆ કયાંથી આવ્યો? સુધાકર તદ્દન આશ્ચર્યસાગરમાં ડૂબ્યો. સ્હેજ વાર પછી તેણે રાત્રે બનેલો બનાવ યાદ કરવા માંડયો. રાત્રે ઉપરના દિવાનખાનામા સુતો હતો અને સવારે નીચેની ઓરડીમાં એ એકજ વાત રાત્રીના બનાવની સત્યતા સીદ્ધ કરતી હતી. તેને ખાત્રી થઇ કે રાત્રીનો બનાવ સ્વપ્ન નહિ પણ સાચો હતો. પણ બનેલો બનાવ ખરે હોય તો શું જગતમાં ભૂતોનું અસ્તિત્વછે? અને પોતે જોયલી આકૃતીઓ શું ખરેખરા ભૂતો હતા ?" આ વિચાર તેના મનમાં ઉભો થયો. તેણે આ પ્રશ્ન ઉકેલવા પુષ્કળ મહેનત કરી પણ ફોગટ! કંઇ સમજણ પડી નહિ.

"નહિ. નહિ આ વાતજ અશકય છે. આ ચમત્કારનો અગરકે લુચ્ચાઇનો છેડો લાવવોજ જોઇએ. આ સર્વ કોઇ હડહડતા બદમાશનું કારસ્થાન છે. એ ભયંકર દેખાવથી મારૂં ધૈર્ય જતું રહ્યું નહિતો તેજ વખતે આ પ્રકરણનો છેડો લાવતે. ફીકર નહિ. હજુ કંઇ બગડયું નથી. કાલે જે ન બન્યું તે આજે કરીશ ગમે તેટલું ભયંકર વિકાળ સ્વરૂપ ધારણ કરે તોપણ આજ ડરનાર નથી પણ એ એકલાનું કામ નથી. ત્યારે શું કરૂં? હા બરાબર છે. એમજ કરૂં. પોલીસની મદદ લઉં તોજ ઠીક પડે. ત્યાર વગર જલદી નિર્ણય આવે એમ લાગતું નથી."

આ છેવટનો વિચાર મનમાં આવતાજ સુધાકર બીછાનાપરથી તરત ઉઠયો અને પોલીસના થાણા તરફ જવા બહાર નીકળ્યો. તેને

ઘરમાંથી બહાર નીકળતો જોઇ અડોસીપડોસીઓ આશ્ચર્ય પામ્યા તોપણ રાત્રી તદન અસ્વસ્થપણે ગઇ હોવી જોઇએ એમ તેના મ્લાન મૂખ ઉપરથી સ્પષ્ટ દેખાતુ હતું.

પોલીસ થાણું બહુ દૂર નહોતું. થાણામાં પહોંચતાંજ સુદૈવે ઇન્સપેકટર સાહેબ મળ્યા તેમણે સુધાકરની સર્વ હકીકત સાંભળ્યા પછી કહ્યું "અમે પણ ઘણા વખતથી આ વાત સાંભળી છે એટલુંજ નહિ પણ એક બે વખત અમારા માણસો પણ તપાસ માટે મોકલ્યા હતા પણ કંઇ વળ્યુ નહિ. જે રાત્રે અમારા માણસો ત્યાં ગયા હતા તે રાત્રે ભૂતોએ બીલકુલ દેખાવ દીધો નહોતો."

"આ ઉપરથી જરૂર આમાં કંઇક લુચ્ચાઇજ હોવી જોઇએ એવી મારી દ્રઢ ખાત્રી થઇ છે. નહિ તો સામાન્ય માણસ અને પોલીસના માણસ સાથે આમ જુદુ જુદુ વર્તન શા માટે થાય? ભૂત ખરૂ હોય તો પોલીસથી શા માટે બ્હીએ? સબ ઇન્સપેકટરે પૂછ્યું" "ત્યારે આ ભૂતો ખરા નથી એમ તમને ખાત્રી છે?"

"તદન ખાત્રી છે હવે હું કહું તે પ્રમાણે મને મદદ આપવાની કૃપા કરો. આગળ તમારા માણસો તપાસમાં નિષ્ફળ ગયા પણ તેનું કારણ એ કે તેઓ તપાસ માટે દહાડા છતાંજ ત્યાં જતા હશે."

"એટલે? શું ભૂતને અમારા માણસોની બાતમી મળતી હશે?"

"જરૂર મળતીજ હોવી જોઇએ. આવું અજબ કારસ્થાન કરનાર શું એટલું પણ સાવધપણું રાખે નહિ કે?"

"ખરૂ. હવે તમે શું કરવા માંગો છો તે કહો"

"તમારા માણુસોમાંથી એક સારો હીમ્મતવાન અને બહાદુર માણુસ હોય તેને રાત્રે નવ વાગે એ ઘરના પાછલે બારણેથી દાખલ કરજો. તેને માટે એ બારણું હું ખુલ્લું રાખીશ. પણ જે માણુસને મોકલો તે ધૈર્યશાળી અને બળવાન હોવો જોઇએ."

"ઠીક છે. તમે કહેશો તો એકને બદલે બે મોકલીશું."

"કાંઇ જરૂર નથી. એકજ બસ છે. વધુ માણુસોથી ગડબડ વધવાનો સંભવ છે,"

"ભલે તમારી મરજી નવ વાગે જરૂર માણુસ મોકલીશું. સાહેબજી."

"સાહેબજી." કહી સુધાકરે ઘરનો રસ્તો લીધો.

    

કબુલ કર્યા મુજબ ઇન્સપેકટર સાહેબે એક પોલીસને સુધાકર પાસે મોકલ્યો. સુધાકરને જોઇતો હતો તેવોજ આ માણુસ હતો. પાછલે બારણેથી દાખલ થઇ તેણે તે બારણું હળવેથી બંધ કર્યું અને પગનો અવાજ ન થાય તેવી રીતે સુધાકર પાસે ગયો. સુધાકર જમી કરીને તેનીજ રાહ જોતો હતો. તેણે તેને પોતાના પલંગની પાછળ ખુણામાં બાંધેલા એક પડદાની અંદર બેસવા કહ્યું. પડદો જાળીવાળો હોવાથી બહારનો દેખાવ જોવાને પોલીસ યુવાનને કોઇ જાતની હરકત પડે તેમ નહોતું.

ભૂતને પ્રગટ થવાનો વખત નજીક આવતો હતો એટલે બન્ને સ્થીર દ્રષ્ટીથી જોતા બેસી રહ્યા. એટલામા સામે એકાએક ભડકો થઇ હોલવાઇ જતો બન્નેએ જોયો. આ પ્રકાર જોવાથી કોઇનું પણ હૃદય થરથરી ઉઠે પણ સુધાકર અને પોલીસ બન્ને હીંમતવાન

હોવાથી જરાપણ બીધા નહિ. થોડીવાર પછી એક વિકટ હાસ્ય ધ્વનિ સંભળાયો. અને તેની સાથેજ શરીરમાંથી જવાળાઓનો વરસાદ વરસાવતુ તે ભૂત યુગલ પ્રગટ થયું. આજ કંઇક વધુ ભયંકર દેખાવો દેખાશે એમ સુધાકરને ખાત્રી હતી તેથી તે સ્હેજ પણ બીધો નહિ. ગમે તે થાય તો પણ આ રહસ્યને ખુલ્લુ કરવાની તેની તીવ્ર ઇચ્છા હોવાથી તેણે ભૂત યુગલને પોતાની સામે જોતાંજ પલંગ પરથી ઉતરી તેમના તરફ ધસ્યો. પોલીસ યુવાને પણ તેનું અનુકરણ કર્યું. પડદામાંથી તે પણ કુદી પડયો. વાઘની માફક કુદકો મારી તે સુધાકર પાસે જઇ પહોંચ્યો. પોતાની સામેના મનુષ્ય પ્રાણીઓ પોતાનાથી બીલકુલ બ્હીતા નથી એ જોઇ બન્ને ભૂતો આશ્ચર્યથી ક્ષણભર સ્થંભીત થઇ ગયા એટલામાંતો સુધાકરે પાસે જઇ એક ભૂતની ગરદન પકડી. આ વખતે બન્ને ભૂતોએ તેને બ્હીવડાવવા અનેક ચાળા કર્યા. તેના ભયંકર ચીત્કાર અને જુદા જુદા ભયંકર સ્વરૂપો જોઈ કોઇ કાચા દીલનો માણસ તો તરત મરણને શરણ થઇ જાય પણ સુધાકર બીલકુલ ડગ્યો નહિ. પોલીસનો માણસ જરા ગભરાવા લાગ્યો હતો પણ સુધાકરની તીક્ષણ દ્રષ્ટી તેના તરફ જતા તેને ધીરજ આવી.

પોતે પકડેલા ભૂતને ભોંયપર નાખી બાંધવા માટે સુધાકરે તેની ગરદન છોડી તેના શરીરને બન્ને હાથે પકડવા માંડયું પણ નદીના પાણીની અંદર રહેલા લીલવાળા પથ્થર ઉપર પગ પડતા જેમ પગ સરી જાય છે તેમ તે ભૂતનું શરીર તેના હાથમાંથી સરી ગયું અને તે ભોંય ઉપર પડયો. તેને પડેલો જોતાજ તે ભૂતે પોતે જે ઓરડીમાંથી બહાર આવતુ હતુ તે ઓરડી તરફ જવા

માંડયું. તેના જોડીદારે પણ પોલીસ તરફના હાથમાંથી છટકી તેનું અનુકરણ કર્યું. પણ ચપળ પોલીસ અમલદારે તે પસાર થતા હતા તે ઓરડીમાં કુદકો માર્યો અને તે બન્નેની પહેલા ત્યાં પ્રવેશ કર્યો

પોલીસ અમલદાર પોતાની જીંદગીમાં આટલો આશ્ચર્ય ચકિત થયો નહોતો કારણ કે તે ઓરડીમાં દાખલ થતાજ તેણે એક ગુપ્ત દ્વાર જોયું. તેણે તે ગુપ્ત દ્વારમાં નજર કરી પણ અંધકારને લીધે કંઇ જોઇ શકયો નહિ. એક ક્ષણ આ ભેદ ભરેલા બનાવ વિષે વિચાર કરતો તે ઉભો રહ્યો એટલામાં તો તે બન્ને ભુતો ત્યાં નાચતા નાચતા આવી પહોંચ્યા. આ સર્વ રહસ્ય આ ગુપ્તદ્વારમાં સમાયલુ છે એમ લાગવાથી તે બહાદુર પોલીસે વધુ વિચાર ન કરતા તે ગુપ્તદ્વારમાં ભુસકો માર્યો. અંદર દાખલ થતાજ સ્હેજ દૂર ધીમે ધીમે બળતો એક દીવો તેને માલમ પડયો.

દીવો જોતાજ તે પોલીસ અમલદારને પોતાનો તર્ક ખરો લાગ્યો. તે પોતાના મન સાથે બબડયો. "ત્યારે માણસની માફક ભૂતને પણ દીવાની જરૂર પડે છે. વાહ વાહ શું લુચ્ચાઇ છે?" તેણે દીવો દેખાતો હતો તે તરફ ચાલવા માંડયું. દીવા પાસે જવાથી આ રહસ્યનો કંઇક ભાગ જરૂર ખુલ્લો થશે એમ પોલીસ અમલદારને ખાત્રી હતી. પણ દીવાની પાસે જતાજ તેની એ આશા નિષ્ફળ ગઇ. દીવાની સામેજ એક બીજું ગુપ્તદ્વાર દેખાયું. આ દ્વારથી કયાં જવાશે? અંદર જવું કે નહિ? અંદર કેટલું ઉંડું હશે. એ વિચારની કલ્પના તે કરી શકયો નહિ સ્હેજ વાર વિચાર કરીને તેણે દીવો પોતાના હાથમાં લીધો અને અંદર પહેલાજ પગથીઆ પર ઉતરવાની તૈયારી કરતો હતો એટલામાં તે તેની કમરમાં કોઇએ એવી જોરથી લાત મારી કે તે સપાટ જમીન પર બે ત્રણ ગુલાટીયાં ખાઇ પડયો.

આ વખતે સુધાકર અંદર આવી પહોંચ્યો. તેના હાથમાં એક જાડી લાકડી હતી. ભૂતનું શરીર પોતાના હાથમાંથી કેમ સરી ગયું એ વિચારે તે આશ્ચર્યમુગ્ધ થયો હતો અને તેથીજ પોતાના પોલીસ મિત્રની મદદે આવતા વાર લાગી હતી. ભૂતે પોલીસને લાત મારી તે જોતાજ તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તે ક્રોધમાં આગળ વધતો હતો એટલામાં તે પેલી સ્ત્રી પિશાચ સાથે અથડાઇ પડયો. તેણી વિલક્ષણ અવાજે કરી તેને આગળ જતો અટકાવવા પ્રયત્ન કરવા લાગી. સુધાકર તેના સર્વ ચાળા સ્હેજવાર જોઇ રહ્યો. બીજી ક્ષણેજ તેને પોતાના બાહુપાશમાં જોરથી પકડી લીધી તોપણ તેના જોડીદારની માફક તે પણ પોતાના હાથમાંથી સરી જશે કે શું એવો સુધાકરને ભય હતો. પણ તેવું કંઇ થયું નહિ. તેનું શરીર નાજુક અને કોમળ હતુ. સુધાકરને ખાત્રી થઇ કે તે ભૂત નથી પણ માનવસમાજને અલંકૃત કરનારી નવયૌવનસંપન્ન બાળા હતી. પણ આ વખત કંઇ માલતી–માધવનો નાટક ભજવવાનો નહોતો. વિલક્ષણ રીતે ડરાવવાનો યત્ન કરનાર તે પિશાચ સુધાકરના બાહુ-પાશમાં બદ્ધ થતાજ શાંત થઇ ગઇ. તેને તે સ્થીતી રહેવું આનં-દમય લાગ્યું કે કેમ તે ઇશ્વર જાણે! તેણીની એ સ્થીતીમાં તેના હાથપગ બાંધતા સુધાકરને બીલકુલ અડચણ પડી નહિ. તે તદ્દન સ્વસ્થ પડી રહી હતી. સુધાકરને એ જોઇ બહુજ આશ્ચર્ય થયું.

એક બાજુ આ ગડબડ ચાલી રહી હતી ત્યારે બીજી બાજુ બીજુ ભૂત પેલા ભોંય ઉપર પડેલા પોલીસ તરૂણના હાથ પગ બાંધી રહ્યું હતું. કદાચ તેને છુટો રાખતા તે પોતાના મિત્રને મદદ કરશે. એમ ધારીને પેલું ભૂત તેને બાંધતું હતું. આ કામ પુરૂ કરીને સુધાકરની ખબર લેવાનો તેનો વિચાર હતો. પણ ઇશ્વરઇ-

ચ્છાથી તેનો એ વિચાર સફળ થયો નહિ. સુધાકરને પોતાના તરફ આવતો જોઇ તે ભૂત માણસની માફક થર થર ધ્રુજવા લાગ્યુ. પોલીસ યુવાન બેશુદ્ધ થઇ ગયો હતો. સુધાકરને આવી પહોચેલો જોતાંજ તે ભૂત પણ ભયંકર કીકીયારી મારી બેશુદ્ધ થઇ ગયું.

સુધાકરના પ્રયત્નથી પોલીસ અને તે ભૂત બન્ને શુદ્ધીમાં આવ્યા પણ આ સર્વ ખટપટ થતામાં દિવસ ઉગ્યો. શુદ્ધીમાં આવ્યા પછી તે ભૂતે પોતે મનુષ્યછે એમ કબુલ કર્યું. સુધાકરને તે સાંભળી બીલકુલ આશ્ચર્ય થયું નહિ. તે તો કયારનો આ બનાવનું રહસ્ય સમજી ચૂકયો હતો. તેનાં કહેવા પ્રમાણે પિશાચીણીનો વેષ ધારણ કરેલ સુંદરી તેની બ્હેન હતી એમ સુધાકરે જાણ્યુ. તેણે તરતજ તે સુંદરીને છુટી કરી.

આ બધા આ પ્રમાણે વાતચીત કરતા હતા એટલામાં ગુમદ્દાર માંથી એક વૃદ્ધ સ્ત્રી બહાર આવી. તે આ પિશાચ બનેલા તરૂણ-તરૂણીની માતા હતી. પોતાના છોકરા હજી કેમ પાછા આવ્યા નહિ તે જોવા તે આવી હતી. પણ ત્યાં અજાણ્યા માણુસોને બેઠેલા જોઇ તે ગભરાઇ. તેના છોકરાએ તેને રાત્રે બનેલી હકીકત કહી તેની બીક દૂર કરી.

તેણી પોતાના છોકરાઓને આ ભયંકર સ્વરૂપમાં મોકલી લોકોને શામાટે બ્હીવડાવતી હતી એમ સુધાકરે પૂછ્યું તેના જવાબમાં તેણીએ થોડો ખુલાસો કર્યો. તેનો સારાંશ એ હતો કે–:

" આ ઘર રાયજી સાહેબનું મૂળ હતું. અમે તેમની જ્ઞાતીનાજ હતા પણ અમારી અવસ્થા ગરીબ હોવાથી તેને આશરે રહેતા હતા. રાયજીસાહેબની પત્નિ મૃત્યુ પામ્યા તે વખતે હું તેમની પાસે હતી.

શેઠાણીની એવી ઇચ્છા હતી કે આ ઘર તેમના વડીલોના હાથમાં ઘણા કાળથી હતું તેથી તેમના મરણ પછી કોઇના હાથમાં એ ઘર જાય નહિ અને તેમના વંશવારસોના હાથમાંજ એ ઘર રહે તો સારૂ એવી તેમની ઇચ્છા હતી. આ કારણથી અહીં કોઇ રહી શકેજ નહિ એવી એકાદ યુક્તિ શોધી કાઢવા તેમણે કહ્યું. મેં ઘણા વખતથી તેમનું અન્ન ખાધું હતું તેથી તેમની મૃત્યુ વખતની એ ઇચ્છા પાર પાડવા મેં તેમને વચન આપ્યું અને તેથીજ આ અજબ યુક્તિ કરી હું કોઇને અહીં રહેવા દેતી નહોતી. ઘણે દૂર જંગલમાંથી આ ઘરમાં આવવાનો એક ગુપ્ત માર્ગ હતો. એ માર્ગની વાત હું અને શેઠાણીજ જાણતા હતા. નીચેની ઓરડીમાં જે દ્વાર છે તેજ ઘરમાં આવવાનો ગુપ્ત માર્ગ છે. સંકટમાંથી સુરક્ષીતપણે છુટકો થાય તેટલા માટે દરેક જાગીરદાર આવા ગુપ્ત માર્ગો રાખે છે. આ રહસ્ય કોઇ અત્યાર સુધી જાણી શક્યું નહોતું આજે તમે પહેલવહેલુંજ જાણ્યુ છે.”

તે વફાદાર વૃદ્ધ સ્ત્રીના મોઢેથી આ હકીકત સાંભળી સુધાકરની આંખોમાં અશ્રુ આવ્યા. વજ્ર હૃદયી પોલીસ અમલદારનું હૃદય પણ દ્રવિત થયું.

❦ ❦ ❦ ❦ ❦

પિશાચ સ્વરૂપે સુધાકરના બાહુપાશમાં એક વખત બદ્ધ થયેલી સુકોમળ બાળા ત્યાર પછી થોડાજ સમયમાં તેની અર્ધાંગના થઇ. સુધાકર હજી પણ કોઇ કોઇ વખત “ભુત રે ભૂત” કહી તેની મશ્કરી કરે છે.





# સત્કાર.

(૧) **સ્ત્રી સુખ દર્પણુ શ્રાવિકા**—આ માસિકના ત્રણુ અંકો અમને તેના તંત્રીશ્રી તરફથી મળ્યા છે. અમને ખાત્રી છે કે આ માસિક શ્રાવિકા બ્હેનોમાં અવશ્ય નવું જીવન પ્રગટાવશે. લેખો સચિત્ર હોવાથી બહુજ આકર્ષક બન્યા છે અને તે ઘણુાખરા જાણીતા વિદ્વાન લેખકોના છે. વાર્ષિક મૂલ્ય રૂપિઆ ત્રણુ આ મોંઘવારીમાં વધુ નથી. જૈન પત્રની ઓફિસ ભાવનગરથી પ્રગટ થાય છે.

(૨) **વનિતા વિનોદ** અધિપતિ કાસમભાઈ સુલેમાનભાઇ. કડી. વાર્ષિક લવાજમ રૂપિઓ દોઢ આ માસિક સ્ત્રીઓ માટે પ્રગટ થાય છે. વિષયો ઘણાજ ઉત્તમ છે પણુ સ્ત્રીઓ માટેના માસિકના લેખો જેમ બને તેમ સરળ ભાષામાં લખાયલા હોવા જોઇએ કારણ કે ગુજરાતનો આ વર્ગ હજુ જોઇએ તેટલો કેળવાયલો નથી

(૩) **નવજીવન** લેખક રા. પાદરાકર મૂલ્ય બાર આના આ પુસ્તક એવા લેખકને હાથે લખાયલુ છે કે ગુજરાતના વાચક વર્ગ-માંથી કોઇ ભાગ્યેજ તેમનાથી અજાણ્યું હશે એટલે એ સંબંધમા વધુ ન લખતા એટલુંજ જણાવીશું કે પુસ્તક નામ પ્રમાણે જરૂર વાચકોના હૃદયમાં નવજીવન જાગ્રત કરશે.

આ શિવાય બાળશિક્ષક, કોળીસુબોધ, દંપતી હિતેચ્છુ, ધન્વ-ન્તરિ, સાંપ્રતસમય, આદિ માસિકો મળતા રહ્યા છે તે માટે તેમના પ્રકાશકોનો આભાર માનીએ છીએ.

# વિનોદ કુંજ.

પુસ્તક પ્રસિધ કર્તા—તમે મુંબઇના એજંટો એવા ત્રાસદાયક અને જક્કી છો કે તમારા જક્કીપણાને શું નામ આપવું તે મને સમજાતુ નથી.

એજન્ટ—તેનો ઉપાય હું બતાવુ સાહેબ. મારી પાસે ગુજરાતી શબ્દકોષ છે તેમાંથી આપ મનગમતુ નામ શોધી શકશો. કીંમત રૂપિઆ પાંચ.

"પેલા ગોપાળરાવ કહે છે કે તેઓ મુંબઇ બેંકઉપર ૧૦૦૦ રૂપિઆ સુધીનો ચેક લખી શકે છે."

"અરે તે તો ૧૦૦૦૦ સુધી લખી શકે છે પણ તમે તમારા માગતા રૂપિઆ લો ત્યારે ચેક ન લેતા રોકડાજ લેજો."

મેનેજર—(નવા કલાર્કને) તમારે ઓફીસમાં આવીને પહેલું શું કામ કરવું તે હેડ કલાર્કને પૂછી લીધું ?

કલાર્ક—હાજી આવતાની સાથે તેમના રૂમમાં જઇ તેમને જગાડવાનું.

શેઠ—(ખીજવાઇને)તું આટલા ઉદ્ધતપણાથી બોલે છે! ઘરનો માલીક તુ છે કે હું?

નોકર—નહિજી આપજ ઘરના માલીક છો.

શેઠ—ત્યારે તુ માલીક નથી તો આવા મૂર્ખાઇ ભરેલા શબ્દો કેમ બોલે છે?

બાપ—અધિપતિ સાહેબ મારી પુત્રીએ "વૃક્ષ" ઉપર એક કાવ્ય લખ્યુ છે તે આપ છાપશો?

અધિપતિ—આપની પુત્રીને કહેજો કે તેમના કાવ્યો હવેથી વૃક્ષ ઉપર લખવાને બદલે કાગળ ઉપરજ લખે.

છોકરો—બા, બ્હેનને થોડો લાડુ આપ અને મને વધારે આપ

માતા—કેમ ભાઈ ! બ્હેન તારા કરતા મોટી છે તેથી તેને વધારે આપવો જોઇએ.

છોકરો—મોટી છે તેથીજ થોડો આપવો જોઇએ. મારા જન્મ પહેલા બે વર્ષ અગાઉ જન્મીને એણે કેટલાએ લાડુ ખાધા હશે.

ઘેલાભાઇ—(સ્ટેશન માસ્તરને) મારી પાસે ચોપન દાગીના છે પણ તે તદન હલકા વજનના હોવાથી હું લગેજમાં મુકતો નથી.

સ્ટેશન માસ્તર—નહિ. ચોપન દાગીના સાથે રાખીને બીજા પેસેંજરોને તમે અગવડ કરશો. જોઉં તમારા ચોપન દાગીના.

ઘેલાભાઇ—જુઓ આ રમવાના બાવન પાના અને બે બુટ કહો એને લગેજમાં મૂકું ?

માસ્તર—બાલુ સ્વર્ગ મેળવવા માટે આપણે શું કરવું જોઇએ ?

બાલુ—સાહેબ આપણે મરી જવું જોઇએ.

માસ્તર—ઠીક પણ મરતા પહેલા આપણે શું કરવું જોઇએ?

બાલુ—સાહેબ માંદા પડવું જોઇએ.

લવધવિહારી.

---

**ઈનામની હરીફાઈ નં. ૨ નો નીર્ણય અને ગ્રાહકો વધારનાર શુભેચ્છકોના નામો હવેના અંકમાં પ્રગટ થશે.**

# જગત્પર દ્રષ્ટી.

ઇંગ્લાંડમાં સરેરાશ માણુસ દીઠ વાર્ષીક આવક રૂા. ૬૦૦ની અને કર રૂા. ૪૫નો હોય છે, જ્યારે બ્રીટીશ હીંદમાં માણસ દીઠ વાર્ષીક આવક રૂા. ૩૦ અને કરનો બોજો રૂા. ૨-૧૦-૯ હોય છે.

હીંદમાં ૩ કરોડથી પાંચ કરોડ કુટુંબોને પોતાની રોજની સાડાત્રણુ આના જેટલી પેદાશમાં પોષણુ કરવું પડે છે.

સર વીલીયમ હંટર કહે છે કે હીંદમાં ૪૦,૦૦૦,૦૦૦ ને સંપુર્ણ ખોરાક મળી શકતો નથી.

૬૦૦૦ માણસ સમાઇ શકે તેવી મોટી ધર્મશાળા યાત્રાળુઓ માટે મક્કામાં બાંધેલી છે. જગત્માં એથી મોટી ધર્મશાળા બીજી કોઇ નથી.

રશીયાનાં માજી રાણીને તરવાની ઘણી આવડત હતી. પેદરો-ગ્રાડના શરદ્દીસ્રાસ મહેલમાં જ્યારે તેમની સ્વારીનો મુકામ હોય ત્યારે હીમધવલ સંગેમરમરના પત્થરથી બાંધેલ સુંદર તળાવમાં તે જલવીહાર કરતાં હતાં.

અમેરીકાના પ્રખ્યાત ધનાઢ્ય અને દાનવીર મી૦ એન્ડરયુ કારેજીના પીતા પક્ષના પુર્વજો વણુકર અને માતૃપક્ષના પુર્વજ જોડા શીવનારા હતા.

જગત્માં એક દીવસમાં બનેલી દીવાસળીઓ વપરાય છે તેટલી બનાવવા માટે ૬૦,૦૦૦ માણુસોને કામ કરવું પડે છે.

હેલીગોલેંડમાં એવો કાયદો છે કે સોળ વર્ષથી ઓછી વયના માણુસે નાટકમાં કે દારૂની દુકાનમાં જવું નહીં.

બ્રાઝીલ દેશમાં ગરૂડની એક જાત છે તે માત્ર વાંદરાઓને ખાઇનેજ જીવે છે.

---



---

### સંતાન પ્રાપ્તિ માટે

## યોગી મહાત્મા રામદાસજીનો

# ચમત્કારીક ઈલાજ.

જેઓને સંતાન ન થતાં હોય, અથવા કસુવાવડ થઇ જતી હોય તેઓએ મહાત્મા રામદાસજીની દવાને એક કેળના પાનમાં વીંટી રૂતુના ત્રીજે દીવસે સાંજે તુલશીના ઝાડ નીચે દાટી બીજે દિવસ બહાર કાઢી તેના ત્રણ ભાગ કરી ત્રણ દીવસ ખાવાથી રોગ તથા નડતર દૂર થઇ ત્રણજ માસમાં સ્ત્રી ગર્ભવંતી બને છે વધુ વીગત માટે મળો યા લખો.

મંત્રી-રામ આશ્રમ.

ભાવનગર.

---

# બાળસુધા

સુવાવડ વખતે યા એવા બીજા કોઈ વખતે ઘણી ખરી સ્ત્રીઓને દૂધ હોતું નથી એવી ફરીયાદ સાંભળી ખરેખર દયા ઉત્પન્ન થાય છે અને માતું દુધ કોમળ બચ્ચાંને ન મળવાથી મરણ થાય છે. એવો પ્રસંગ ન આવે તેટલા સારૂ "**બાળસુધા**" નો ઉપયોગ કરવા, કરાવવા મહેરબાની કરશો. એ વનસ્પતિનાં રૂચિકર તત્કાળ ફાયદો કરનારાં મૂળીયાં છે સ્ત્રીને દુધ થયા બાદ કિમ્મત રૂ૦ ૫) સતોધર્મે અમારા તરફ મોકલી આપવા-લખો:-કોટલા મહેતા-સ્કુલમાસ્તર.

મુળપાટી-પોષ્ટ-બુહારા.